અંચલગચ્છાધિપતિ

# શ્રી કલ્યાણસાગરસૂરિ

-: લેખક :-

'પાર્શ્વ'



શ્રી આર્યરક્ષિત પ્રકાશન મંદિર
મુંબઈ

શ્રી દાનસાગરસૂરીશ્વરજી મહારાજના શિષ્યરત્ન
મુનિરાજ શ્રી કીર્તિસાગરજી મહારાજ પ્રેરિત
આર્યરક્ષિત ગ્રંથમાળાનું
ચતુર્થ પુષ્પ.



સંવત ૨૦૧૮  બે રૂપીઆ  પ્રત ૧૦૦૦



: પ્રકાશક :
શ્રી કુંવરજી વીરજી શાહ
જેઠીબાઇ વીરજી ચાલ,
રામરતન રોડ, મુલુંડ.
મુંબઈ-૮૦

: મુદ્રક :
મહેતા અમરચંદ બેચરદાસ
શ્રી બહાદુરસિંહજી પ્રિં. પ્રેસ
પાલીતાણા [ સૌરાષ્ટ્ર ]

## * અ ર્પ ણ *

સ્વ. દાદા શ્રી દાનસાગરસૂરીશ્વરજી મહારાજની પુણ્ય સ્મૃતિઓમાં.........................

'પાર્શ્વ'



# નિવેદન

ઇતિહાસપ્રેમી મુનિરાજ શ્રી કીર્તિસાગરજીએ મને અંચલગચ્છાધિપતિ શ્રી કલ્યાણસાગરસૂરીશ્વરજીની જીવનપ્રભા આલેખવાની આજ્ઞા આપી. સાથે સાથે એવો આગ્રહ રાખ્યો કે કલ્યાણસાગરજીની ત્રણસોમી સંવત્સરીને દિવસે જ કૃતિ પ્રકાશિત કરવી.

એમની આજ્ઞા મળતા જ જાણે જવાબદારીનો મોટો ડુંગર મારે માથે ખડકાઇ ગયો. આ વિરાટ પુરુષના ઇષ્ટ જીવનકાર્યને હું યોગ્ય ન્યાય આપી શકીશ ખરો ? આ પ્રશ્ન મુખ્યત્વે મને મુંઝવી રહ્યો.

'આર્યરક્ષિતસૂરિ' અને 'જયસિંહસૂરિ' લખવામાં ઝાઝી મુસ્કેલીઓ નહોતી અનુભવી કારણ કે ચરિત્રનાયકોનું કાર્યક્ષેત્ર બહુધા અંચલગચ્છ કે જૈનશાસન પૂરતું જ મર્યાદિત હતું. કિન્તુ કલ્યાણસાગરજીનો કાર્યપ્રદેશ એટલો પરિમિત નથી. આધ્યાત્મિક સંસ્કૃતિના રક્ષણનું તેમણે સેવેલું સ્વપ્નું તેમના સાંપ્રદાયિક માનસને છિન્નભિન્ન કરી દે છે. તેમના વ્યક્તિત્વની બીજી ખૂબી એ છે કે તેઓ કેવળ પરલોક અને પુનર્જન્મની વિદ્દભોગ્ય વાતો કરીને જ ઇતિકર્તવ્યતા માનનારા ઉપદેશક નહોતા. ઇહ લોક અને ઇહ જીવનમાં કાર્યશક્તિ દ્વારા દિવ્યશક્તિનો સાક્ષાત્કાર કરવાની ઝંખના સેવનારા સત્યશોધક તેઓ હતા. કલુષિત વાતાવરણમાં પણ તેઓ જે ધૈર્યથી લોકોને સહિષ્ણુતાના પાઠ શીખવે છે અને સમાજને પોતાની સાધુતાથી રંગી દે છે તે તેમને ત્રણે કાળમાં જીવાડવા માટે બસ છે. વિઘાતક પરિબળોને પોતાના ત્યાગબળથી મહાત કરનાર આ યુગવીરને જૈનઇતિહાસ તો કયારેય નહિ ભૂલે.

મારી બધી મુસ્કેલીઓને પાર પાડનાર કલ્યાણસાગરજી પ્રત્યે શૈશવથી જ દર્શાવેલો પૂજ્યભાવ છે. કલ્યાણસાગરજીની પ્રતિમાવાળી દહેરીઓ કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાતમા ઠેકઠેકાણે છે. હાલારમાં

મોટીખાવડી ગામમાં કે જ્યાં બાળપણમાં હું ઘણું રહ્યો છું, ત્યાં પણ કલ્યાણસાગરજીની દહેરી છે. એમની ભવ્ય પ્રતિમાને હું અણસમજુ હતો ત્યારથી જ 'જે જે' કરતો. આમ બાળપણથી એમના પ્રત્યે દર્શાવેલા પૂજ્યભાવે આ પુસ્તકના સર્જનમાં પ્રેરણાત્મક બળનું રૂપ લીધું!

૭ મહિનાઓ સુધી હસ્તપ્રતો, પ્રાચીનગ્રંથો, ગ્રંથપ્રશસ્તિઓ અને શિલાલેખો વાંચતો રહ્યો. જેમ જેમ એ બધું વાંચતો ગયો તેમ તેમ કલ્યાણસાગરજીનું જીવન વધુ ને વધુ વ્યાપક લાગવા માંડયું. પ્રાથમિક દૃષ્ટિએ તેઓ અંચલગચ્છના પટ્ટાલંકાર ભાસ્યા, પછી જિનશાસનના ધુરંધર આચાર્ય તરીકે જણાયા. અંતે તેમણે આધ્યાત્મિક સંસ્કૃતિના રક્ષક તરીકે મને દર્શન દીધા.

બિનસાંપ્રદાયિક ભાવથી મેં આ સાંપ્રદાયિક પુરુષની જીવન સૌરભ આલેખવાનો પ્રયત્ન કર્યો છે. કોઈપણ સંપ્રદાયનો માણસ આથી આચાર્યશ્રીના જીવનકાર્યનું યથાર્થ રીતે મૂલ્યાંકન કરી શકશે એમાં મને શંકા નથી.

મુદ્રણનું કાર્ય સફળતાથી પાર પાડવા માટે શ્રી બહાદુરસિંહજી પ્રિં. પ્રેસના માલીક મુરબ્બી શ્રી અમરચંદભાઇ બેચરદાસ મહેતાનો આભાર માનવાની અહીં તક લઉં છું. પુસ્તકને કલાત્મક બનાવવા માટે મારા ચિત્રકાર મિત્ર શ્રી પ્રવીણભાઇ ફૂલચંદ દોશીનો પણ હું ઋણી છું. સુપ્રસિદ્ધ કવિ શ્રી દુલેરાય કારાણી, પૂ. કલ્યાણચંદ્રજી બાપા તથા ભક્તકવિ શ્રી શિવજી દેવશી મઢડાવાલાએ મારા કાર્યમાં અંગત રસ લઇ મને પ્રોત્સાહિત કર્યો છે. તેમનો આભાર ન માનું તો નગુણો જ કહેવાઉં.

વાંચકોને મારી આ કૃતિ ગમશે તો મારો શ્રમ સાર્થક થયો ગણીશ.

સંવત ૨૦૧૮<br>
અક્ષય તૃતિયા<br>
પાલીતાણા

: પાર્શ્વ :

# ગ્રં થ સૂ ચિ


૧. वर्धमानपद्मसिंहश्रेष्ठीचरित्रम् — લે. શ્રી અમરસાગરસૂરિ
૨. पट्टावली — લે. શ્રી અમરસાગરસૂરિ
૩. શ્રી કલ્યાણસાગરસૂરિનો રાસ — કર્તા–શ્રી ઉદયસાગરસૂરિ
૪. દેવસાગરજીએ ખંભાતથી લખેલો પત્ર — સં. શ્રી ગુણસાગરસૂરિ
૫. કલ્યાણસાગરસૂરિનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર — લે. શ્રી ગુણસાગરસૂરિ
૬. ગુરુગુણચોવીશી — કર્તા–સાધ્વી ગુણશ્રીજી
૭. વર્ધમાનશાહે જામનગરમાં બંધાવેલા જિનપ્રાસાદનો શિલાલેખ — કર્તા–શ્રી સૌભાગ્યસાગરજી
૮. મંત્રીશ્વર ભંડારીજીએ શત્રુંજય પર બંધાવેલા જિનપ્રાસાદનો શિલાલેખ — કર્તા–શ્રી દેવસાગરજી
૯. સોરઠી તવારીખ — લે. દીવાન શ્રી રણછોડજી
૧૦. વિભાવિલાસ
૧૧. કચ્છ દેશનો ઇતિહાસ — કર્તા–શ્રી આત્મારામ કેશવજી દ્વિવેદી
૧૨. સૌરાષ્ટ્રનો ઇતિહાસ — કર્તા–શ્રી શંભુપ્રસાદ હ. દેશાઇ
૧૩. A Short History of Muslim Rule in India — કર્તા–ડૉ. ઇશ્વરીપ્રસાદ
૧૪. A. H. Padshahnama
૧૫. Temple Distruction by Aurangzeb — કર્તા–સર જદુનાથ સરકાર
૧૬. A History of Gujarat — પ્રો. કોમિસેરિયેટ
૧૭. મિરાતે અહમદી
૧૮. મિરાતે સિકંદરી
૧૯. કલ્યાણસાગરજીએ રચેલા સ્તોત્રો સં. આર્યરક્ષિત ગ્રંથ ભંડાર, જામનગર

[ ૧ ]

ક્ષેમસાગર, શિવોદધિસૂરિ, શિવસિન્ધુરાજ ઈત્યાદિ માનપ્રદ અભિધાનોથી વર્ણાયેલા તથા જંગમતીર્થ, જગદ્ગુરુ, યુગપ્રધાન કે યુગવીર એવી ગૌરવાન્વિત ઉપમાઓથી બિરદાયેલા મહાન જૈનાચાર્ય શ્રી કલ્યાણસાગરસૂરિ નિશ્ચેતન થઇ ગયેલી પ્રજામાં સંઘશક્તિદ્વારા ભક્તિરસના ઘોડપૂરો વહાવે, ખંડિત થયેલી અનંક પ્રતિમાઓને પુનઃ પ્રતિષ્ઠિત કરે, ભવ્ય જિનાલયોની શ્રેણિઓથી પૃથ્વીપટને અલંકૃત કરે, ઠેર ઠેર જ્ઞાનમંદિરો પ્રસ્થાપિત કરી જ્ઞાનના ઓજસ્ પાથરે અને તે દ્વારા સમગ્ર સમાજના ઉત્થાનના મહાન કાર્યનો પ્રારંભ કરે તે પહેલા ગુજરાતને ઘોર સુષુપ્તિ કાળમાંથી પસાર થવું પડયું હતું.

જમાનો, માણસ અને હવા આ ત્રણ પરસ્પર એક બીજા પર અસર કરે છે. આમાંથી અલિપ્ત બે જણ રહી શકે, જ્ઞાની અને મૂર્ખ.

કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય પછી ગુજરાતનો સંસ્કૃતિ-ધ્વજ હેઠો પડયો. ગુજરાતની અસ્મિતા ઝંખાઈ. અંચલગચ્છ પ્રવર્તક શ્રી આર્યરક્ષિત સૂરિજીએ પ્રતિપાદન કરેલો સર્વ

ત્યાગનો મંગલમય તથા કલ્યાણકારી માર્ગ પણ લુપ્ત થયો. સંસ્કૃતિધ્વજ તથા ધર્મધ્વજ હેઠા પડતા જ રાજકીય ધ્વજ ઢળી પડ્યો. ગુર્જરેશ્વર સિદ્ધરાજ તથા રાજર્ષિ કુમારપાલના મૃત્યુ પછી અખંડ ગુજરાત નાનાં નાનાં રાજ્યોમાં વિભક્ત થયું. આ અંધાધૂંધીનો લાભ લઈ મુસ્લીમ સૈન્યે ગુજરાત પર હલ્લાઓ શરુ કરી દીધાં.

આ હલ્લાઓએ ગુજરાતના અટવાઈ ગયેલા રાજકીય ક્ષેત્ર પર જ અસર કરી હોત તો ગુજરાતને ઝાઝું કાંઈ ગુમાવવું ન પડત. પણ આ હલ્લાઓએ ગુજરાતની મહાન સંસ્કૃતિ પર કારમી ઘા કર્યો. ગુર્જર પ્રજાએ અપનાવેલા સર્વધર્મસમ-દર્શિતાના મહાન આદર્શ પર તેણે સજ્જડ ઠોકર મારી. આ હલ્લાઓ રાજયઝનુની હતા તેથી વિશેષ ધર્મઝનુની હતા—અને એટલે જ રાજકીય હલ્લાઓથી ઘવાયેલા ગુર્જરવીરોએ જે નિસાસા નહોતા લીધા એ નિસાસા તેમની મહાન સંસ્કૃતિ પર થનારા હલ્લાઓની કલ્પના માત્રથી નાખ્યા.

ગત યુગમાં જૈન, બૌદ્ધ અને બ્રાહ્મણ ધર્મોના પક્ષો હતા. પણ રાજાઓ તો બધાયે ધર્મો પ્રત્યે સમભાવ ધરાવતા. પોતે કોઈ પણ ધર્મના અનુયાયી હોવા છતાં અન્ય ધર્મના પ્રચાર, પાલન કે પ્રગતિમાં અવરોધ કરતા નહિ. તેના અનુયાયીઓને ઉત્તેજન આપવામાં પણ તેઓ અચકાતા નહિ. પરંતુ મુસ્લીમ સત્તાના પ્રાદુર્ભાવ સાથે રાજનીતિ ધર્મનીતિ થઈ. ઇસ્લામનો પ્રચાર અને ભારતીય સંસ્કૃતિનું ખંડન એ જ જાણે મુસ્લીમ રાજવીઓનો એક માત્ર ધર્મ થઈ ગયો !

સોમનાથ મહાદેવના મંદિરમાં હેમચંદ્રાચાર્યે પ્રાર્થના કરેલી—

भववीजांकुर जनना रागाद्याः क्षयमुपागता यस्य।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥

સંસાર બીજના અંકુર ઉત્પન્ન કરનાર રાગ-દ્વેષાદિ દોષો જેના ક્ષય પામ્યા છે; તે ભલે બ્રહ્મા હોય કે વિષ્ણુ, શિવ હોય કે જિન, તેને મારા નમસ્કાર છે.

આ હૃદયસ્પર્શી પ્રાર્થનાના કોમળ સ્વરોથી સોમનાથ મહાદેવના ઐતિહાસિક મંદિરનો એકે એક પથ્થર પુલકિત થઈ ગયો હશે. એનો એકે એક સ્તંભ નર્તી ઊઠ્યો હશે. એ પ્રાર્થનાના અલૌકિક પ્રભાવથી એનો વિશાળ ઘુંબજ દ્રવિત થઈ પડઘાઓ પાડી ઊઠ્યો હશે. સર્વધર્મ સમભાવના સંસ્કાર પોષક સમીર પર સવાર થઈ એના સુકોમળ સ્વરો પડઘાઓરૂપે ચોગમ પ્રસર્યો હશે અને આખો યુગ એ પ્રાર્થનાના આલાપમાં ડોલી ઊઠ્યો હશે!

એ સુવર્ણયુગમા સાંસ્કારિક, ધાર્મિક તથા રાજ્યકીય ક્ષેત્રે ગુર્જરદેશે સાધેલી ઉન્નતિને બિરદાવવા કવિઓ કહેતા કે ગુજ-રાતના શૂરાઓની સમશેર અને મંદિરોના કળશ એનાં તેજે સૂર્ય પણ ઝાંખો લાગતો.

કિન્તુ કોઈકવાર માનવીને, સમાજને તથા સારાયે રાષ્ટ્રને કાળબળનો કર્કશ સાદ અનિચ્છાએ પણ સાંભળવો પડે છે!

મહાન સોમનાથ મંદિર સમેત અસંખ્ય શિવાલયો અને જિનાલયોનો મુસલમાનોએ વિનાશ કર્યો, સુશોભિત સ્તંભો ઢળી

પડ્યા. વિશાળ ગુંબજોના ચૂરે ચૂરે થયા. સંસ્કૃતિના મહાન અવશેષો હુમલાખોરોને પગતળે છુંદાયા*

જે ગ્રંથરત્નોએ ગુજરાતની મહાન સંસ્કૃતિનો, એની ભવ્ય પ્રણાલિકાઓનો બહુમુલ્ય વારસો એના મહત્વાકાંક્ષી સુપુત્રોને સહર્ષ અર્પી દેવાની ઈચ્છાથી અક્ષરદેહમા મઢી રાખેલો તેના જ ભડકાઓથી ગુજરાતનાં સંસ્કાર કેન્દ્રોને હુમલાખોરોના અટ્ટહાસ્ય વચ્ચે ભસ્મીભૂત કરી નાખવામાં આવ્યા.

હુમલાખોરોની રાક્ષસી આંખોમાં કળાને પારખવાનું એકાદ કોમળ કિરણ જાણે ભૂલથી રહી ગયું હોય તેમ તેમણે જમીનદોસ્ત થઈ ગયેલા મહાન કળાઅવશેષોને હિન્દુ કારીગરોને હાથે જ મસ્જીદ આકારમાં પુનઃ સજીવન કર્યા ×

* અલ્લાઉદ્દીન ખીલજીએ પોતાના સેનાપતિ અલપખાનને ગુજરાત સર કરવા મોકલ્યો. અલપખાને ગુજરાત સર કરી સૌરાષ્ટ્ર ભણી કૂચ કરી. પોણાત્રણસો વર્ષ પછી મહમદ ગીઝનીની જેમ તેણે સોમનાથ મહાદેવનું કુમારપાળે બંધાવેલું મંદિર તોડી નાખ્યું. મહાદેવના લિંગને કાઢી દિલ્હી મોકલવામાં આવ્યું અને બ્રાહ્મણોની અને હિન્દુ સ્ત્રી–પુરુષોની નિર્દય કતલ કરવામાં આવી. માર્ગમાં આવતા મંદિરો પણ તેણે તોડ્યા, લુંટ્યા અને ધર્મને નામે નિર્દોષ માનવોની કતલ કરી. સુલતાન અહમદશાહે "સિદ્ધપુરનું જવાહીર ને ચિત્રોથી શણગારાયેલું મંદિર જડમૂળથી ખોદી નંખાવ્યું અને મલીક તુહફાનને તાજુ–ઉલ–મુલ્કનો ખિતાબ આપી ગુજરાતના તમામ મૂર્તિમંદિરોનો નાશ કરવા નિમણુક કરી." ( મિરાતે સિકંદરી )

× મહમુદ બેગડાએ કેટલાયે જૈન મંદિરો અને હિન્દુ મંદિરોને તોડીને મસ્જીદો બનાવી છે. જુનાગઢની ઉપરકોટની મસ્જીદ જૈનમંદિ-

મસ્જીદોના આકારમાં પુનરૂજ્જીવન પામેલા ભગ્ન કળા અવશેષો તો સર્વધર્મસમભાવનું એનું એજ મહાગાન ગાતાં હતાં પણ વિજયના ગર્વમાં તથા પરાજયના ડંખમાં બહેરા થઇ ગયેલા ઉભય પક્ષના કાન સાંભળે તોને ?

જેઓ આ પુનિત કળા–સ્થાપત્યોનો કરુણ વિનાશ સર્જે છે તેમને ક્યાંથી ખબર હોય કે આ પવિત્ર ઇમારતો વેરવિખેર પથ્થરોને ભેગા કરીને જ નથી ચણવામાં આવી પણ એના એકેએક પથ્થરમાં માનવીના અંતઃકરણમાં વિરાજતી ઇશ્વર-શ્રદ્ધાની રેખાઓ અંકાએલી છે; એની એકેએક દિવાલમાં જીવનસ્વાર્પણનું ઉજ્જવળ પ્રતિબિંબ કંડારવામાં આવ્યું છે; એના પ્રત્યેક અંગનું ભક્તિરસની નિર્મળ ધારાએ પ્રક્ષાલન કરવામાં આવ્યું છે. એ પથ્થરો નથી, માનવસંસ્કૃતિના ઉદાત્ત કીર્તિ-સ્તંભો છે, મુક્તિમાર્ગના સિંહદ્વારો છે !

હલ્લાખોરો વિજયના ગર્વમાં મત્ત છે. પ્રજા પરાજયના ડંખથી શોષાય છે. વિકાસ પંથને આડે ઉભેલી વિજયના ગર્વની અને પરાજયના ડંખની ઉભય શિલાઓથી ગુજરાતના સાંસ્કારિક, ધાર્મિક, રાજનૈતિક ઘોડપૂરો ઓસરી જાય છે. નૈતિક મૂલ્યો ભૂલાય છે. એના ફળસ્વરૂપે પ્રજાનું માનસ દિન પ્રતિદિન સંકોચાતું જાય છે. તેઓ હસે છે પણ તેમના મોઢાપર નૂર દેખાતું નથી; ઉત્સવો ઉજવે છે પણ હૃદયમાં થનગનાટ નથી; ધર્મને નમે છે પણ એમાં શ્રદ્ધાનો ધબકારો નથી. પ્રજાની રહેણીકરણી, આચારવિચાર જાણે સદંતર બદલાઇ ગયા. ધ્યેય-

રોને તોડીને બંધાવવામાં આવી છે. ( " એ હિસ્ટ્રી ઓફ ગુજરાત " પ્રો. કોમિસેરિયેટ )

ભ્રષ્ટ પ્રજા ધર્મને નામે સાંપ્રદાયિક અહંભાવને પોષે, સંસ્કૃતિને નામે બાહ્યાડંબરની પ્રતિષ્ઠા કરે તેમાં આશ્ચર્ય પણ શું?

પણ આ વિનિપાત અટકાવશે કોણ? જમીનદોસ્ત થયેલા મહાન મંદિરો પાછા ઊભાં કરાવશે કોણ? ઓસરી ગયેલી ધાર્મિક ચેતના પુનરુજ્જીવિત કરી સમાજમાં શ્રદ્ધાનાં ઝરણાં વહાવશે કોણ? હેઠો પડેલો સંસ્કૃતિનો મહાધ્વજ ગુજરાતના ચોકમાં પુનઃ રોપશે કોણ?

આ બધા પ્રશ્નોના એકી સાથે જાણે પ્રત્યુત્તર ન વાળતું હોય તેમ વઢિયાર પ્રદેશના લોલાડા ગામમાં નામિલદેવીએ સંવત ૧૬૩૩ માં પરોઢિયે ઊગતા સૂરજનું દિવ્ય સ્વપ્ન જોયું.*

* શ્રી કલ્યાણસાગરસૂરિનો રાસ.



## [ ૨ ]

નામિલદેવીએ સ્વપ્નની વાત એના પતિને કહી.

વ્યાપારી બુદ્ધિનો નાનિગ એની વાતને હસી કાઢે છે, 'સ્વપ્ન સૃષ્ટિ અને વાસ્તવિક સૃષ્ટિ વચ્ચે મેળ કયાં છે ? ધંધાનો વિચાર કરતા હું ઉંઘી જાઉં છું ત્યારે સ્વપ્નમાં ચીન, જાવા, સુમાત્રા, ઇરાન, ઈરાક, લંકા ઇત્યાદિ દેશોમાં સફરો ખેડી, જાતજાતની સામગ્રીઓથી વહાણો લાદી સ્વદેશ પાછો ફરું છું પણ આંખ ઉઘડતા જ....' કહેતા એ ખડખડાટ હસી પડે છે.

પણ નામિલદેવી ચૂપ થઇ જાય છે. કોણ જાણે કેમ એને એ દિવસે વાદવિવાદમાં ઊતરવાનું ગમ્યું જ નહિ. એના આખા ઊર્મિતંત્ર પર ઊગતા સૂરજે એવી પક્કડ જમાવી દીધી હતી કે એ વિચાર સિવાય અન્ય વિચાર એને મન તુચ્છ લાગ્યો.

બરાબર એજ સમયે પૂર્વ ક્ષિતિજથી રવિદેવે ડોકિયું કર્યું. જાણે એના વિચારને પુષ્ટિ આપતો ન હોય એવો ભાવ એણે જોયો અને હૃદયમાં અપૂર્વ આનંદ અનુભવ્યો.

ઊગતા સૂરજને એ અમીટ નયને જોઇ રહે છે. પણ સ્વપ્નમાં એણે જે તેજયુક્ત ઊગતો સૂરજ જોયેલો તે ખરેખર અલૌકિક હતો. એ સ્વપ્નમાં દિવ્ય શક્તિનો અપૂર્વ આવિર્ભાવ

હતો જે એનાથી શબ્દોમાં વ્યક્ત થઇ શકે તેમ નહોતો. હૈયે છે પણ હોઠે નથી એવું કહેનાર જે મુંઝવણ અનુભવે એવી મુંઝવણ તે અત્યારે અનુભવી રહી હતી. પણ મનોમન એ પામી જાય છે કે એમાં એવું કાંઇક હતું જે વાસ્તવિક દશ્યમાં દષ્ટિ-ગોચર થતું નહોતું. જાણે કોઇક વિરાટ જાગે છે અને પોતાની મેધાવી શક્તિથી આખા યુગનું અજ્ઞાન-તમિસ્ર ખંખેરી દે છે.

સ્વપ્નનો ગર્ભિતભાવ એ પોતાના પતિ પાસે વ્યક્ત કરી ન શકી. પણ સ્વપ્નમાં જોયેલા દશ્યની કલ્પના એને એવી તો મધુર લાગી કે એ તેજોમૂર્તિને મનોભૂમિ પર તાદશ્ય કરવા સ્મૃતિના ઊંડાણમાં કેટલીયેવાર દોડતી રહી.

જેમ જેમ એ વધુ ને વધુ વિચારતી જાય છે તેમ તેમ એની કુતુહલવૃત્તિ દ્વિગુણ થતી જાય છે. અને એ સ્વપ્નમાં જોયેલી તેજોમૂર્તિ એના આખા ઊર્મિતંત્ર પર ગાઢ પક્કડ જમાવતી જાય છે.

બરાબર એ ટાણે લોટ માગવા આવેલો શ્રીધર જોષી એની વહારે ધાય છે. શ્રીધર સંસ્કૃત અને જયોતિષનો સારો અભ્યાસી હતો. પણ વાણિયાના ગામમાં સંસ્કૃત અને જયો-તિષના જ્ઞાનથી દિ' થોડો જ વળે છે? અલબત્ત વાર-તહેવારે એની પૂછા થતી ખરી પણ બાકીના દિવસો તો લોટ માગીનેજ કાઢવા પડતા.

જે વિદ્વાનના ભાગ્યમાં ગરીબાઇ લખાયેલી હોય છે તેને ગરીબાઈની સાથે 'ભણ્યો પણ ગણ્યો નહિ' એ ટોણું પણ સહન કરવાનું રહે છે. શ્રીધરને પણ ગરીબાઇ સાથે એ ખિતાબ મળેલો!

પણ નામિલદેવીએ શ્રીધરને જાણે નવી જ દૃષ્ટિથી આજે જોયો હોય એમ એને ફળિયામાં ખાટ પાથરી આવકાર આપી બેસાડ્યો અને સ્વપ્નની વિગતથી વાત કરી.

ચીંથરામાં વીંટાળેલું પંચાંગ છોડી, એકાદ બે કુંડળીઓ દોરી ગણિતશાસ્ત્રના મહાસાગરમાં મોટી ડૂબકી મારી હોય એમ શ્રીધર ઘડીભર તો ગૂઢ ગણત્રીઓમાં તદાકાર થઈ ગયો.

ચીંથરાઓમાં વીંટાળેલું એનું પંચાંગ, એની વિચિત્ર રીત-ભાત ઘણાંને હાસ્યસ્પદ લાગતા પણ આજે તો નામિલદેવીને મન બધું ગંભીરતાના વિષય જેવું હતું.

ભાવિની કાળમીંઢ શિલાઓને વિદારી સત્યનું આકલન કરતા શ્રીધરને પુત્રરત્ન પ્રાપ્તિની ભવિષ્યવાણી ઉચ્ચારતો સાંભળી નામિલદેવીના ચર્મચક્ષુ ઢળી પડ્યાં, પણ એના આંતર-ચક્ષુ તો મેઘધનુષ્યનાં સપ્ત રંગોથીયે વધુ લાવણ્યમય યૌવન રંગોના ફૂવારા ઉડાવી નાચી ઉઠ્યાં હશે. એ મૌન રહી પણ એના હૃદયે તો મૌનની પરિભાષામાં વ્યક્ત થતું સ્વર્ગીય પ્રણય-કાવ્ય નસેનસમાં પ્રતિધ્વનિત કરી દીધું હશે.

પટ્ટાવલીકાર અમરસાગરસૂરિ કલ્યાણસાગરસૂરિના જન્મ પહેલાં તેની માતાએ સ્વપ્નમાં જોયેલા ઊગતા સૂર્યની વાત નોંધે છે. આ વાત પ્રાથમિક દૃષ્ટિએ ચમત્કારિક કે અલંકારિક ભાષામાં વિભૂષિત કરવામાં આવી હોય એવું ઘણાંને સ્વાભા-વિકપણે લાગે. પણ પછીના બનાવો ઉપરથી સિદ્ધ થાય છે કે આચાર્યવર્યનું વ્યક્તિત્ત્વ એવું પ્રભાવશાળી હોય છે કે તત્કા-લીન કવિઓએ, લેખકોએ કે પ્રશસ્તિકારોએ એમને મોટે-

ભાગે સૂર્યની જ ઉપમા આપી છે. સાક્ષરશિરોમણિ દેવસાગરજીએ ફક્ત એક જ શ્લોકમાં એમની ભવ્ય કારકિર્દીને મહાન અંજલિ અર્પી છે—

तत्पट्ट पूर्व गिरिराज शिरः पतंगा,
श्रीजैनशासन महोन्नतिकार तंत्रा ।
निःशेष साधुगुण सुरि शिरोव तंसा,
श्रीक्षेमसागर जगद्गुरवो जयंति ॥*

સ્વપ્ન અનુસાર વિક્રમ સંવત ૧૬૩૩ ના આષાઢ સુદ બીજના ગુરૂવારે નામિલદેવીએ પ્રતાપી બાળકને જન્મ આપ્યો. તેજસ્વી બાળકના જન્મથી માબાપના બધાયે કોડ જાણે પૂરા ન થયા હોય તેમ એનું કોડનકુમાર એવું નામ રાખવામાં આવ્યું.

* ખંભાતથી દેવસાગરજીએ કચ્છ-ભૂજમાં બિરાજતા આચાર્યશ્રીને એક સંસ્કૃત શ્લોકબદ્ધ પત્ર લખેલો જે આચાર્યશ્રી ગુણસાગરજીએ પ્રસિદ્ધ કરાવ્યો છે તેમાંથી ઉદ્દધૃત.



જે બાળકે પાછળથી પોતાના ઇષ્ટ જીવનકાર્ય દ્વારા સાબિત કરી આપ્યું કે એકતા અને સહિષ્ણુતા એ જ વિશ્વ-ધર્મ છે; વિશ્વની ઉત્ક્રાન્તિના ઊંડાણમાં પણ આ મહાન સિદ્ધાંત પ્રાધાન્ય ભોગવે છે, બ્રહ્માંડની ક્ષુલ્લક ગણાતી સ્થિતિનો પણ જો અભ્યાસ કરવામાં આવશે તો પ્રતીત થશે કે એનું નિયોજન એવી રીતે થયું છે કે એક બીજાને સહકાર આપે, એક બીજા માટે ઉપયોગી બને; એ બાળકના આંતરિક જીવનનો વિકાસ કેમ થયો, એનું પ્રેરણાનું સ્થાન કયું, આ શિશુએ તરુણ થઇને શી રીતે પોતાની બહુમુખી પ્રતિભા વિકસાવી અને આખા દેશની સુષુપ્તિનું તમિસ્ર દૂર કર્યું—એ વિષે કોઇએ કાંઇ ઉલ્લેખ કર્યો નથી તેમજ આચાર્યશ્રીએ પણ એ બાબત કાંઇ લખ્યું નથી એ આપણું દુર્ભાગ્યની વાત છે.

બાળક ત્યાગમાર્ગ તરફ કેમ વળે છે એ વિષે પટ્ટાવલીકાર અમરસાગરસૂરિ એક પ્રસંગ નોંધે છે.

સંવત ૧૬૩૮ ની આસપાસ અંચલગચ્છના ૬૩ માં પટ્ટધર ધર્મમૂર્તિસૂરિ વઢિયાર પ્રદેશના લોલાડા ગામમાં પધાર્યા. યુગ-પ્રધાન આચર્યના દર્શન કરવા લોકો નાનકડા ઉપાશ્રયમાં ઊમટ્યાં. નાનિગ વ્યાપાર અર્થે પરદેશ ગયો હોવાથી પાંચેક વર્ષના કોડનને આંગળીએ વળગાડી નામિલદેવી ગુરુને વાંદવા ઉપાશ્રયમાં જાય છે. તે વંદન કરવા માથું નમાવે છે. એટલામાં જ

કોડન છટકીને પાટ પર બિરાજતા આચાર્યના ખોળામાં કોઇ આજન્મ યોગીની છટાથી બેસી જાય છે.

કોડન રમતો ચાલીઓ રે, બોલતો મધુરી વાણ.
ગુરુ ઉત્સંગે બેસીઓ રે, જાણે ઉદયગિરિ ભાણ.
ગુરુમુખ સામું જોવતો રે, વારંવાર તે વાર.
મધુર હાસ્યથી ઉલસી રે, ધારે હરખ અપાર.
મુહપત્તિ ગુરુની ગ્રહી રે, ધારે નિજ શિર :તેહ.
ગુરુજીને પણ ઉપનો રે, તત ખીણ તે પર નેહ.

જે તપસ્વીએ જીવનપર્યંત કઠોર તપશ્ચર્યા કરી માન, મોહ, માયાને નિર્મૂળ કરી નાખી તેના હૈયામાં એકાએક માયા જન્મી. સર્વત્યાગના મહાન પરિવ્રાજકના મનમાં એકાએક રાગ આવી ગયો કે મને આવો પ્રતિભાસંપન્ન બાળક શિષ્ય-રૂપે મળે તો ?

કર રેખા ગુરુ તેહની રે, નીરખે મન ધરી રંગ,
કર્યો નિશ્ચય નિજ ચિત્ત રે, થશે આ શાસન થંભ,
જિનશાસન અજવાળશે રે, દીપકની પરેં એહ;
સૂચવે છે નિશ્ચય થકી રે, એહની આ કર રેહ.

કહેવાય છે કે આચાર્યે એમના અનુગામી પટ્ટધરને શોધી પણ રાખેલો. એ બાળકનું નામ રતનશી કે જે પાછળથી રત્ન-સાગર મહોપાધ્યાય તરીકે સુપ્રસિદ્ધ થાય છે. એ બાળક પણ તે વખતે સાથે જ હતો. રતનશીએ કોડનને ગુરુના ખોળામાં બેઠેલો જોઇને શી કલ્પના કરી હશે ? એક હરિફ બીજા હરિ-ફને સામાન્ય રીતે જે દૃષ્ટિથી જુએ છે તેમ તેણે કોડનને જોયો હશે કે નહિ તે તો કોણ જાણે પણ ખોળામાં બેઠેલા

બાળકના હાથની કોમળ રેખાઓ આચાર્યે ઉકેલી હોય તેમ તેઓ ઊંડા વિચારામાં ડૂબ્યા. શિથિલાચારની કાલિમા જોયા પછી એકાએક ત્યાગનો પ્રદીપ એમની સામે ધરી દીધો હોય એમ એમની આંખમાં તેજનો ચમકારો થયો.

આ બધું થોડી ક્ષણોમાં જ બની ગયું.

નામિલદેવી માથું ઉચકીને જુએ છે તો કોડન ગુરુના ખોળામાં તપસ્વીની અદાથી બેઠો છે. એની આંખ રાતી થઇ જાય છે પણ બાળક પર એની કાંઇ અસર થતી નથી.

માતા બોલાવે ઘણું રે, પણ નવિ તે તિહાં જાય,
ગુરુ ઉત્સંગ છોડે નહીં રે, ભમરો જિમ સુમ પાય.

ગુરુને મૌન જોઇ માતા વધુ અકળાય છે. અંતે મૌનને વિદારી આચાર્ય બોલ્યા, 'ભદ્રે! એ તેજસ્વી સૂર્યને ઘરે લઇ જઈને તું શું કરીશ? એના તેજપૂંજ તારે ઘરની દીવાલો વચ્ચે ગોંધી રાખવા છે? શાસનની, દેશની અને ધર્મની ક્ષિતિજ પર એ ભલે રહે!'

ગુરુના આટલા શબ્દો સાંભળીને જ માતા સ્તબ્ધ થઇ ગઈ. એના શ્વાસોચ્છ્વાસની ક્રિયા સતેજ થઇ ગઇ. શું કહેવું અને શું ન કહેવું એ દ્વિધામાં તે એટલું જ બોલી—

માહરે સુત એ એકલો રે, પાંચ વરસનો બાલ,
એહનું મુખ જોતા સુખે રે, માહરો જાય છે કાલ;
પિતા એહ બાલક તણા રે, વળી ગયા છે પરદેશ,
માટે સુત આપું નહીં રે, તેહના વિણ આદેશ.

આચાર્યે કરેલી અણધારી માગણીના નકારમાં આપેલા આ પ્રત્યુત્તર વેળાએ તેણીના માતૃહૃદયે કેટલાયે તીવ્ર સ્પંદનો

અનુભવ્યા હશે. બીજા કોઇકે આવી માગણી કરી હોત તો કોણ જાણે શું નું શું તે કહી નાખત. પણ ધર્મમૂર્તિસૂરિને ખૂબજ સંયમથી છતાંયે મક્કમતાથી ઘસીને તે ના પાડી દે છે. જવાબ આપી રહ્યા પછી તે એક ક્ષણ પણ ઉપાશ્રયમાં ઊભી નહિ રહી હોય, બાળકને તેડીને સડસડાટ ઉપાશ્રયનાં પગથિયાં ઊતરી ગઇ હશે અને ઘરે જઇને બાળકને વહાલથી છાતી સાથે દબાવી દીધો હશે. શકય છે કે તે વખતે તેના નેત્રોમાંથી વાત્સલ્ય ભરી અશ્રુની ધારા વછૂટી હોય!

ધર્મ અને વાત્સલ્ય જાણે ટકરાયા ન હોય એવું ગૂઢ દૃશ્ય ઘડીભર ઉપાશ્રયમાં સર્જાઇ ગયું. ગુરુની ધર્માજ્ઞા અને માતાની વાત્સલ્ય ભરી વાણી વચ્ચે જાણે સ્પર્ધા થઇ ન હોય એવો અલૌકિક ભાવ બધાની ચિત્તભૂમિ પર આરૂઢ થયો.

આ હૃદયસ્પર્શી દૃશ્ય ગુરુની સાથે રહેલા રતનશીએ પણ નિહાળ્યું હશે. એને થયું હશે કે મારા મા-બાપ વહેલા ગુજરી ગયા ન હોત તો એમની સ્થિતિ પણ આવી જ થાત. અરે, ખુદ ધર્મમૂર્તિસૂરિને પણ તેમણે બાળપણમાં લીધેલી દીક્ષા પછી માતા પિતાની વસમી વિદાય લીધી તે વખતનું કરૂણ દૃશ્ય સ્મૃતિપટ પર આ પ્રસંગથી દેખાવા માંડયું હશે.

ધર્મની, શાસનની તથા સમાજની ઉન્નતિના ધ્યેયને વરેલા આચાર્યે ધીરજના ફળ ચાખવાનું મનોમન વિચાર્યું.

ગુરુજીએ મન વિચારિયું રે, એહ છે હજુ બહુ બાલ,<br>
માતા પણ આપે નહીં રે, સમજાવ્યે તત કાલ.×

× રાસ.



[ ૪ ]

એ પ્રસંગ પછી લગભગ ત્રણેક વર્ષ બાદ નાનિગ પરદેશ ખેડીને સ્વદેશ પાછો ફરે છે. કૌડનને જોવાની લાંબા સમયથી દબાવી રાખેલી ઉત્કંઠા તૃપ્ત થતા એના હૃદયમાં પિતૃત્વનું મધુર ઝરણું એકાએક ફૂટી નીકળે છે.

પિતાને જોઇને કૌડન પણ હરખાય છે.

વર્ષો સુધી હૃદયમાં સંઘરી રાખેલી આચાર્યની વાતથી ભારે થયેલું હૈયું નામિલદેવી પતિ પાસે ઠલવે છે. એ આખી વાતની કલ્પના જ નાનિગને એવી કઠોર લાગી કે કોકે એના ખીલતા કોમળ પિતૃ–હૃદય પર જોસથી હથોડો ઠોકયો ન હોય તેમ એનું હૈયું સમસમી ઉઠયું.

પોતાની પત્નીને તે કાંઇ જણાવતો નથી. પાછળથી વ્યાપાર–ધંધામાં ચિત્ત પરોવવા એ પ્રયત્નો પણ કરે છે. પણ એને નિષ્ફળતા મળી. એના આખા ઊર્મિતંત્રનો દોર એ કઠોર કલ્પનાના હાથમાં સરતો જતો હતો.

નામિલદેવીની હાલત તો એથીયે વિશેષ દયાજનક હોય છે. પણ હૈયાના ભાવ કોઇ કોઈને વ્યક્ત કરતું નથી.

આ પ્રશ્નનો ઉકેલ પણ જ્યોતિષ પાસેથી મળશે એ આશયથી કૌડનને સંસ્કૃત શિખવવા આવેલા શ્રીધરને એક દિવસ નાનિગે પાસે બેસાડી, પરદેશની આડીઅવળી વાતો

કરી હળવેકથી પૂછી નાખ્યું ' જોષીજી, બાળકનું ભવિષ્ય તો જોઇ આપો. કેવોક થશે ? '

દરેક વડિલો સામાન્ય રીતે પોતાના પુત્ર માટે આવા પ્રશ્નો પૂછતા હોય છે એટલે શ્રીધર માટે એમાં ખાસ કાંઇ નવું નહોતું. તેણે વળતો જવાબ વાળ્યો, ' આપના પુત્રનું ભાવિ ઘણું જ ઉજ્જવળ છે. મોટો થઇને બાળક આપનું નામ અજવાળશે. '

' હાશ, બહુ દહાડા દેશ-પરદેશ રખડપટ્ટીઓ કરી. ધંધો સંભાળીને બેસે તોય બસ છે ! ' નાનિગે વાતને ઝોંક આપ્યો. નામિલદેવી પણ હકારમાં હસી.

' પણ.......શેઠ ! ' શ્રીધર અચકાયો.

' કેમ ? '

પતિ-પત્નીના વ્યાકુળ વદન પર દષ્ટિક્ષેપ કરી શ્રીધરે ઉમેર્યું, ' કોડન મહાન થવા સર્જાયો છે એમાં શંકા નથી. મોટો થઇને એ એવા મહાન કાર્યો કરશે કે લોકો યુગોયુગ એના નામને સંભારશે. પણ એની કીર્તિ વ્યાપાર ધંધામાં નહિ પરંતુ ત્યાગમાર્ગમાં....... '

શ્રીધરના આ અડધા વાક્યમાં જ આખા જીવનનું સંદોહન જાણે ન પામી ગયા હોય તેમ પતિ પત્ની બન્નેના મોઢા પડી ગયા !

❀

## [ ૫ ]

ભવિતવ્યની વિરૂદ્ધ જઈ શકાતું નથી એવી કોઈ ઊંડી છાપ નાનિગના મનમાં રહી ગઈ હોય એમ તે પોતાના વલણમાંથી પાછો હટતો જાય છે. કોડનની વ્યાપક થતી ધર્મ પ્રત્યેની અભિરુચિ જોઈ એના વિચારોમાં તદ્દન પરિવર્તન થઈ ગયું. પછી તો એ આખી વાતની ઉજળી બાજુ જોઈ હરખાવા લાગ્યો કે મારો પુત્ર મોટો થઈને યુગપુરુષ થશે અને મારું તથા મારા કુળનું નામ અજવાળશે. આ ભૂમિકાએ જાણે કાવ્યમય સ્વરૂપ લીધું ન હોય તેમ એની ચિત્તભૂમિ પર માલવનૃપતિ ભોજ અને કવિ ધનપાલ દૃષ્ટિગોચર થયા. રાજર્ષિ કુમારપાલ અને કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્યે પ્રવર્તાવેલો સુવર્ણયુગ એની આંખોમાં ઊભરાવા લાગ્યો. કોને ખબર છે કે પોતાનો પુત્ર પણ એવો પરાક્રમી નહિ નીકળે? સ્વપ્નલોકમાંથી અંજાઈને તે બોલી ઊઠ્યો—

> પુણ્યશાળી એ માહરો પુત્ર થશે ગુણવંત,<br>
> બાલ્યપણાથી એહની ધર્મકાર્યમાં ખંત;<br>
> મહાબુદ્ધિ છે તેહની સર્વ કાળનો જાણ,<br>
> જિનશાસન ઉદયાચલે થશે ખરેખર ભાણ.

પણ નામિલદેવીને મન એ બધું તુચ્છ હતું. પોતાને

બાળકથી વિશેષ કશુંય જોતું નથી એમ તે સ્પષ્ટ શબ્દોમાં જણાવી દે છે—

મારા મનોરથ પાદપ નીર, મુજ મન પંજરનો એ કીર,
મારા હૈયા તણો એહ છે હાર, નહિ આપું એહને નિરધાર.

પોતાની પત્નીના આવા વચનો સાંભળી નાનિગ ઘડીભર તો મુંગો થઇ જાય છે. મનોમન એ વિચારે છે કે અહો, મોહનું સામ્રાજ્ય તો જુઓ! ' વાયુ જેમ તૃણને ભમાવે છે એમ આ સંસારમાં મોહ સર્વ જીવોને ભમાવ્યા કરે છે '—

માત પિતા મોહે કરી, નિજ સંતાનને કાજ,
દુઃખને પણ સુખમય ગણે, અહો મોહનું રાજ;
મોહે નિજ સંતાનના, પક્ષી જાળ ફસાય,
નિજ પ્રાણો જાતાં સુધી, તેહને કરે સહાય.

પરંતુ પોતાની પ્રાણપ્રિયાને ખુશ કરવા એ પોતાના મનની વાત ન કહેતા જુદું જ કહે છે—

પ્રાણપ્રિયા એ તાહરાં, વયણાં અમૃતધાર,
પુત્ર તણો મોહ એહવો, સહુને આ સંસાર;
આપણો એકનો એક છે, એહીજ પુત્ર આધાર,
કિમ ગુરુવરને આપીએ, મોહ તજી નિરધાર.

સંવત ૧૬૪૧ ની આસપાસ ધર્મમૂર્તિસૂરિ પુનઃ લોલાડામાં પધાર્યા અને સર્વત્યાગના મહામાર્ગને સમજાવતી હૃદયદ્રાવક શબ્દોમાં મેઘગર્જના કરી. મુમુક્ષુઓ એ ભાવવર્ષામાં ભીંજાયા. નવેક વર્ષનો કોડન એમની વાણીનો મેઘટંકાર સાંભળી કલાપિની જેમ ટહૂકી ઊઠ્યો—

ગુરુજી મુજ તારો તમે, દેઇ દીક્ષાવર નાવ,
આ સંસાર સમુદ્રથી, ધારી મુજપર ભાવ;

એના મધુર વચનો સાંભળી આચાર્યનું હૈયું પુલકિત થઈ ગયું. કદાચ પોતાની જિન્દગીમાં કયારેય નહિ અનુભવ્યો હોય એવો હર્ષ તેમણે એ દિવસે અનુભવ્યો હશે. પણ મોઢા પર ગંભીરતા આણી તેઓ બોલ્યા—

લેઈ દીક્ષા જિનરાજની, સફલ કરો અવતાર,
પરહરજો પરમાદને, હવે તમો નિરધાર.

બોધ પામેલા કોડનને આથી વધુ કાંઇ ન કહેવાનું ઉચિત ધારી તેમણે નામિલદેવીને સંબોધીને કહ્યું—

છો ઉત્તમ તમો શ્રાવિકા, પુત્ર તમારો એહ,
જનતાનો વલ્લભ થશે, જિમ અવનિમાં મેહ;
જિનશાસન દીપાવશે, સૂર્ય તણી પરે એહ,
ભવ્ય કમલ વિકસાવશે, ધરી સર્વ પર નેહ.

નાનિગને પણ એવાજ આત્મીયતા ભર્યા શબ્દો કહી આચાર્ય ચારેક વર્ષ પહેલાની વાતને યાદ કરે છે અને કોડનની માગણી કરે છે—

ચાર વરસ પહેલા અહીં, જ્યારે દીઠો એહ,
ત્યારે પણ માગ્યો હતો, જોઈ અમે તસ ગેહ;
વહોરાવો હવે હરખથી, દેઇ શુભ આશીષ,
પુત્રરત્ન તજી મોહને, થાશે એહ સૂરીશ.

આ શબ્દો કાને અથડાતાં જ માતાનું કોમળ હૈયું ચીરાય છે. એની આંખમાંથી બારે મેઘ જાણે વરસે છે. પુત્ર ભણી જોઇ ખૂબ જ કરુણાભરી વાણી ઉચ્ચારે છે—

તુજ વિણ મુજને રે નહીં ભાવશે, ભોજન ઘૃત રે ભરપૂર;
કડવા સવિ રે મુજને લાગશે, મીઠાં દૂધ ને કૂર.
તુજ વિણ સૂનાં રે મંદિર માલિયાં, તુજ વિણ સૂનાં રે ગોખ;
તુજ વિણ સૂનું રે આ આંગણું, તુજ વિણ સૂનાં ચોક.
જિમ ચંદ પેખી રે ચકોરડી, પામે મનમાં રે મોદ;
તિમ હું પણ દેખી રે મુખ તાહરું પામું અતિ રે પ્રમોદ.

માતૃ-હૃદયનો અવિચ્છિન્ન વાણી ધોધ જાણે ગર્જી ઊઠ્યો. એના સીકરથી ત્રણે હૃદયો ભીંજાઈ ઊઠ્યાં. નિષ્કામ વાત્સલ્યના મેઘ જ્યાં મૂશળધારે વર્ષંતા હોય ત્યાં એવો કોણ હશે જે ભીંજાયા વિના ઊભો રહી શકે? બધાની વાણી જાણે કુંઠિત થઈ ગઈ હોય તેમ કોઈ કાંઈ બોલતું નથી. બધાને મૌન જોઈને ઘવાયેલી માતાના કરુણ સ્વરો વધુ કરુણ બને છે. એની આંખમાંથી અશ્રુનો ધોધ વછૂટે છે—

સુત સંજમનો રે ભાર છે, ધરવો અતિ રે કઠીન;
સહેવા પડશે રે દુઃખ ઘણાં, અહીં છો સુખમાં રે લીન.
દીન થઈને રે ભીખ માગવી, પડશે તારે રે તેમ;
ભોજન હેતે રે સંજમ આદરી, તુજથી થાશે રે કેમ?
લુખાં સુકા રે ભોજન તાહરે, કરવા પડશે રે રોજ;
ટાઢ તડકે રે વળી તાહરી, કોણ કરશે રે ખોજ?
પગે ખુલે રે વળી કિમ થાશે, તુજથી સુત રે વિહાર?
કંકર કાંટા રે બહુ વાગશે, રુધિરની ઝરશે રે ધાર!

પોતાનું વક્તવ્ય પૂરું કરે ન કરે એટલામાં તો એ ભોંય પર પટકાઈ જાય છે. માતૃહૃદયનું હૃદયભેદક આક્રંદ સાંભળી આચાર્યની પણ આંખ ભીંજાઈ ગઈ. પોતાના હૃદયના ઉત્કટ ભાવોને રોકવામાં જ જાણે પોતાની બધી શક્તિઓ કેન્દ્રિત

કરી દીધી ન હોય તેમ નાનિગ કાંઇ બોલી શકતો નથી. કૌડન પોતાની માતાને ઊભી કરે છે અને એના આંસુ લુંછે છે. માતાને મધુર શબ્દોમાં સાંત્વન આપતા તે કહે છે—

કાયા કાચ કૂંપા સમી ખિણ ભંગુર તું મન આણ,
વિણસતા વાર લાગે નહિ કિમ કીજે ભરુસો ઇમ જાણ;
ઇન્દ્રીતણા ભોગો વળી સંધ્યા વાદળ સમ એહ,
ખિણમાં વિલય છે એહનો કિમ કીજે તેહનો નેહ.
ક્રોધ દાવાનળ સળગિયો સંસારમાંહે ચોમેર;
બાળી પતંગ પરેં લોકને વરતાવે છે બહુ કેર.
તેહ થકી બચવા તણો ઉપાય મળ્યો છે એક;
સંજમ લેઇ ક્ષમાજલે સીંચવો ધરીને વિવેક.

પુત્રના આવા વૈરાગ્યસભર વચનો સાંભળતાં જ માતાની આંખ આડે રહેલો મોહનો પડદો એકાએક ચીરાઇ જાય છે. વાત્સલ્ય ઉપર ધર્મ અને ભક્તિએ વિજય મેળવ્યો. સંસાર સાધુ ધર્મ કરતાં વધારે સોહામણો લાગેલો, તે પુત્રના વચનો સાંભળી કડવો લાગવા માંડયો. એના હૃદયમાં છૂપાયેલી સાત્ત્વિક ધર્મભાવનાએ પુત્ર પ્રત્યેના મોહ પર વિજય મેળવતાં જ જગતને જોવાની એની દૃષ્ટિમાં પરિવર્તન થઇ ગયું. પુત્રની આકાંક્ષાઓ અને મહેચ્છાઓ સાંભળી એના દુઃખના અશ્રુ–હર્ષાશ્રુ બની જાય છે. તે બોલી ઊઠે છે—

ધન્ય વીર સુત તાહરો, સફળ થયો અવતાર;
વીર જનેતા નામથી જશ મારો વિસ્તાર,
વીરપણે સંજમ ધરી, થજો તમો વડવીર;
સુભટ પરિષહ સૈન્યનો કરજો વિજય અચિર.

તે ફક્ત એટલું જ બોલી—પણ એની સૂત્રાત્મક વાણીમાં માતૃ-હૃદયનું મહાકાવ્ય રમતું હતું—એના શબ્દોમાં ત્યાગનું અલૌકિક ગાંભીર્ય હતું—એની ભાવનામાં અપૂર્વ તેજસ્વિતા સ્પષ્ટ થતી હતી.

એ મહાન ગુજરાતણના ગૌરવાન્વિત આશીર્વચનો સાંભળી આચાર્ય એના પુત્રત્યાગભર્યા વાત્સલ્યથી અંજાઇ જાય છે. મારો પુત્ર દેશ અને ધર્મમાં જો વધુ ખપમાં આવતો હોય તો મારા તુચ્છ ત્યાગમાં મને કેટલું બધું મળી જાય છે. એવું વિચારતી માતા આગળ આચાર્ય નમી પડે છે. મારા પુત્રનું હિત ઘરના ખૂણામાં નહિ પણ રાષ્ટ્રના અને ધર્મના વિશાળ ક્ષેત્રમાં છે એમ કહીને પોતાના એકના એક બાળકને સ્વેચ્છાએ ગુરુને ચરણે ધરી દેતી માતાનો ત્યાગ ખરેખર મહાન છે, પણ એ ત્યાગમાં છૂપાયેલી રાષ્ટ્ર અને ધર્મ પ્રત્યેની અભીપ્સાઓ તેથીયે વધુ મહાન છે. તેઓ ઉદ્દગાર્યા—

જનની તે જગમાં ખરી, જનમી જાણે લોક;
જે નિજ સુત હિત ચિન્તવે, અવર જનેતા ફોક !*

* રાસ.



[ ૬ ]

સોલાડાથી કોડન સાથે ધર્મમૂર્તિસૂરિએ વિદાય લીધી ત્યારે જાણે કુબેરનો ભંડાર એમને હાથ ન આવ્યો હોય એમ એમનું હૈયુ મલક મલક થઇ રહ્યું હતું.

પ્રતાપી બાળકને મેળવવામાં યશસ્વી થતાં જ આચાર્યે અંચલગચ્છના ઇતિહાસમાં ઊગતો સૂરજ નિહાળ્યો.

કહેવાય છે કે વાટમાં કોડન અને રતનશીને આચાર્યે ગચ્છના જ્યોતિર્ધરોનો ઉજ્જવળ ઇતિહાસ વાતોરૂપે કહી સંભળાવ્યો. સંભવિત છે કે પગે ચાલીને ગ્રામાનુગ્રામ વિચરતા બાળકોને કંટાળો ન આવે તથા બન્ને બાળકો મહાન જ્યોતિર્ધરોની પ્રતિભાથી રંગાય અને એવા મહાન થવાના મનોરથો સેવે—કે પછી બન્નેમાંથી કોણ વધુ શક્તિશાળી થશે એ જાણવાના ઇરાદાથી આવી વાતો ગુરુએ કહી સંભળાવી હોય. મેરુતુંગાચાર્યની પટ્ટાવલીના અનુસંધાનરૂપ પટ્ટાવલી આચાર્યે આ અરસામાં લખી જણાય છે.

ગમે તે આશય હોય પણ એટલું ખરૂં કે બધા મહાપુરુષોની જેમ આચાર્ય એમ માનતા જણાય છે કે અતીતની ઉપેક્ષા કરવાથી આપણે એકદમ આગળ વધી જશું એમ સમજવું ભૂલ ભરેલું છે. ભૂતકાળના ગુણદોષો વર્તમાનકાળ પર પ્રભાવ

પાડ્યા વિના રહી શકતા નથી. અને એ દ્રષ્ટિએ આપણે તેને વર્તમાનકાળનો જન્મદાતા કહી શકીએ. આપણે એ સત્પુરુષોને ક્યારે પણ ન ભૂલવા જોઈએ કે જેમણે આપણને સાહસિક, ધૈર્યવાન, સંયમશીલ તથા ધર્મપ્રેમી બનાવ્યા.

વાર્તારૂપે કહેવાતો ઇતિહાસ બન્ને બાળકોને ખૂબ ગમ્યો.

અચલગચ્છનો ઇતિહાસ ખરેખર વિવિધતાથી ભરપૂર છે. એમાં પ્રતિભા, શૌર્ય, ઋજુતા, સાહસિકતા, ભવ્યતા છે—તો ઉચ્છૃંખલતા, ભીરુતા, દર્પ, આલસ્ય, મલિનતા પણ છે.

એમાં આર્યરક્ષિતસૂરિ જેવા અડગ તપસ્વીઓ, જયસિંહ-સૂરિ જેવા ધુરંધર આચાર્યો, ધર્મઘોષસૂરિ જેવા અગાધ તત્ત્વ-જ્ઞાનીઓ, મહેન્દ્રસિંહસૂરિ જેવા ખેલદિલ શાસન સેવકો, મેરુતુંગસૂરિ જેવા પ્રતિભાશાળી લેખકો અને જયશેખરસૂરિ જેવા મહાકવિઓ છે—તો 'પ્રભાનંદને આચાર્યપદ આપ્યું તો મને કેમ ન આપ્યું ?' એમ કહી જુદી શાખા પ્રવર્તાવનારા વલ્લભમુનિ જેવા ગણનાયકો પણ છે; 'મને વંદન કરવા કેટલા શ્રાવકો આવે છે!' એમ ખુલ્લો પડકાર ફેંકીને સ્પર્ધામાં ઊતરનારા વીરચંદ્રસૂરિ અને સોમપ્રભસૂરિ જેવા મનસ્વીઓ પણ છે; યૌવન અને સત્તાના મદમાં ચૈત્યવાસ ધારણ કરનાર સિંહપ્રભસૂરિ જેવા પટ્ટધરો પણ છે; રાજા-મહારાજાઓને પણ આંજી દે એવા ઠાઠમાં વિહરનારા અજીતસિંહસૂરિ જેવા શિથિલાચારીઓ પણ છે!

મેરુતુંગાચાર્ય અજીતસિંહસૂરિના ઠાઠનું વર્ણન કરતાં પટ્ટા-વલીમાં નોંધે છેઃ

પૂરણચંદ્ર નામના પાટણના શાલવીએ શત્રુંજયનો સંઘ કાઢ્યો. એમાં અજીતસિંહસૂરિ પણ જોડાયા. સોના-રૂપાની બનાવેલી મહાર્ઘ પાલખીમાં તેઓ બિરાજ્યા. તેમના મસ્તક પર લાલ રંગના રેશમી કાપડનું જરીભરતવાળું સુંદર છત્ર શોભતું હતું. બન્ને બાજુએ સેવકો નમીનમીને ચામર ઢાળતા હતા તથા પાલખીને ઉપાડવા માટે ભક્તો પડાપડી કરતા હતા. પાલખીની મોખરે છડીદારો અને સુભટો ગણવેશમાં સજ્જ થઇ રોફથી ચાલતા હતા. પાલખીને ઘેરીને ચાલતા શ્રાવક-શ્રાવિકાના સમુદાયો તેમને જયનાદોથી વધાવતા હતા. આટલો ઠાઠ ઓછો હોય એમ રાજામહારાજાઓને પણ દુર્લભ એવું બહુ જ કીંમતી જરિયન કાપડ એમણે ઓઢ્યું હતું. એમનો આ બાદશાહી ઠાઠ જોઈને માર્ગમાં મળતા અજાણ્યા લોકો એમને કોઈ રાજા કે રાજકુમાર ધારીને નમસ્કાર કરતા હતા. આ સંઘે સોનપુર નામના ગામમાં પડાવ નાખ્યો ત્યારે એ ગામના અધિપતિ સમરસિંહે રાતોરાત એને લુંટી લીધો !!

આર્યરક્ષિતસૂરિએ પ્રસ્થાપિત કરેલી તથા જયસિંહસૂરિએ અનેક રાજ્યોના સીમાડા વટાવી યોગમ પ્રસારિત કરેલી મહાન પ્રણાલિકાઓથી બન્ને બાળકો પ્રભાવિત થયા. એ પછીના ધર્મઘોષસૂરિ અને મહેન્દ્રસિંહસૂરિ, મેરુતુંગસૂરિ અને જયશેખરસૂરિ જેવા જ્યોતિર્ધરોએ પણ એમને આકર્ષ્યા. પહેલા બે ગુરુ-શિષ્યોએ ચારિત્ર્ય અને સેવાના ઉજ્જવળ સિમા-ચિન્હો રચ્યાં. પછીના બે ગુરુબંધુઓએ શિથિલાચારના સુષુપ્તિકાળ પછીના સાહિત્ય યુગની નાંદી ગાઇ.

ફક્ત ઉજળી બાજુ જોવાથી એ ઇતિહાસની સમાપ્તિ થઇ

જતી નહોતી એમ માની આચાર્યે એ મહાન ઈતિહાસની કાળી બાજુ ખૂબ જ નિખાલસભાવે, પણ ખેદ સહિત ઊગતાં બાળકો સમક્ષ વ્યક્ત કરી અને એમ કરી તેમણે બન્ને બાળકોને કસોટીના પથ્થર પર ચડાવ્યા !

'વાતો કેવી લાગી ?' પોતાની વાત પૂરી કરી લીધા પછી આચાર્યે એકાએક પૂછી નાંખ્યું. એટલી સહજતાથી આ પ્રશ્ન પૂછ્યો કે કોઇને એ પ્રશ્નની ગંભીરતાનો મુદ્દલ ખ્યાલ ન આવે !

કહેવાય છે કે રતનશીએ એ પ્રશ્નના જવાબમાં આનંદ વ્યક્ત કર્યો અને આવી રસ ભરેલી બીજી વાતો કહેવા માટે ગુરૂને વિનતિ કરી.

વયોવૃદ્ધ આચાર્યે કોડન ભણી દૃષ્ટિ ફેરવી.

પણ કોડનનો જવાબ કાંઇક જુદો જ હતો. એને મન એ વાતો નહોતી, પૂરોગામી યુગવીર આચાર્યોનો એ મહાન વારસો હતો—એમની જીવનસિદ્ધિનો મહામંત્ર હતો—એમનું જીવનદર્શન હતું !! ધર્મમૂર્તિસૂરિએ એ દિવસ સુધીના ઇતિહાસની બન્ને બાજુ વર્ણવી, પણ ઊગતી પેઢીના મનોરથો અને મહત્ત્વાકાંક્ષાઓ કેવાં છે એ પ્રશ્નનો જવાબ અને એમણે પૂછેલા પ્રશ્નનો જવાબ એક હતો.

કોડન બોલી ઊઠ્યોઃ

આપો શુભ ભાવ, તુમે સંજમ વરનાવ,
આજ હો જેથી ભવસાગર તરુંજી !
આપો ધરમધ્વજ એહ, સુંગર સરીખો જેહ,
આજ હો ક્રોધ સુભટને તેથી હણુંજી !

આપો મુખપટ સાર, મુખ પર ધરું તે ઉદાર,
આજ હો ભાષાસુમતિ પાળવાજી!
આપો મુજ એહ દંડ, જેહથી ક્રોધ પ્રચંડ,
આજ હો ચુરી અમરપદ મેળવુંજી!
આપો કામલ એહ, હું ધરું નિજ દેહ,
આજ હો પાપધૂલિ વ્રત વારવાજી!
આપો ઉત્તરપટ એક, ધરૂં હું ધરીય વિવેક
આજ હો દેહે મુનિપણું ધારવાજી!×

આ અલ્પભાષી, સ્વપ્નદર્શી અને તેજસ્વી તરુણની મધુર વાણી સાંભળી આચાર્યં મંત્રમુગ્ધ થઇ ગયા. એની વાણીમાંથી સ્પષ્ટ થતા એના મનોરથો અને મહત્ત્વાકાંક્ષાઓ સાંભળી વયોવૃદ્ધ આચાર્ય આનંદથી નાચી ઊઠ્યા. એમાંયે 'દેહે મુનિપણું ધારવા'ની વાત તો જાણે તદ્દન નવી હોય, કયારેય ન સાંભળી હોય એમ એમને ફરી ફરી સાંભળવાની મરજી થઈ. કોડનને જોવાની એમની દૃષ્ટિમાં પછી તો પરિવર્તન થઈ ગયું. સાધુધર્મે જાણે કોડનના શરીરરૂપે અવતાર ન લીધો હોય એમ એમને દેખાવા લાગ્યું.

સંવત ૧૬૪૨ના વૈશાખ સુદ ત્રીજના દિવસે ધવલપુરમાં* તેને દીક્ષા આપવામાં આવી. નાની દીક્ષા વેળા એમનું શુભસાગર એવું નામ રાખવામાં આવ્યું. એ પ્રસંગે નાગડ ગોત્રી માણિકશેઠે કોડનના માતાપિતાને નિમંત્રી, પાંચ હજાર ટંકનો ખર્ચ કરી દીક્ષા-મહોત્સવ ધામધૂમથી ઉજવ્યો.

સંવત ૧૬૪૪ના મહા સુદ પાંચમને દિવસે શુભસાગરને

× રાસ. * ધોળકા.

પલ્લીનગરમાં× વડીદીક્ષા આપવામાં આવી અને તેઓ શુભસાગરમાંથી કલ્યાણસાગર થયા. નાની દીક્ષા રતનશીને વહેલી આપવામાં આવેલી પણ વડીદીક્ષામાં ધર્મમૂર્તિસૂરિએ એમને ત્રણેક મહિના નાના રાખ્યા. વડીદીક્ષા વખતે એમને રત્નસાગરજી એવું અભિધાન આપી કલ્યાણસાગરજીના શિષ્યપદે નિયુક્ત કર્યો. આ વખતે કલ્યાણસાગરજીની ઉંમર અગિયાર વર્ષની અને રત્નસાગરજીની ઉંમર અઢાર વર્ષની હોય છે! 'ગુણવાન મનુષ્યના ગુણની પૂજા થાય છે, જાતિની કે વયની નહિ' એ સુપ્રસિદ્ધ ઉક્તિનું જ્વલંત ઉદાહરણ આ કહી શકાય.

પ્રાથમિક દૃષ્ટિએ આપણને આ અજુગતું લાગે. પણ આશ્ચર્યકારક ઘટના તો કલ્યાણસાગરને ફક્ત સોળ વર્ષની કુમળી વયમાં આચાર્યપદે અભિષિક્ત કરવામાં આવ્યા તે છે.+ કલ્યાણસાગરજી આટલી નાની વયમાં એ સર્વોચ્ચ પદ પામ્યા એ દર્શાવે છે કે એમની સાધના અપૂર્વ હોવી જોઇએ. એમનું જીવન અદ્દભૂત રીતે સમર્થ હોવું જોઇએ. એમની પ્રતિભા સૂર્યના કિરણો જેવી પ્રજ્વલિત હોવી જોઇએ. ગુરુદેવે જે ઇતિહાસ એમને વાર્તારૂપે કહી સંભળાવેલો એના પાત્રો એમની સાથે રાતે કે દિવસે, ઊઠતાં કે બેસતાં, મૌનમાં કે ચર્ચામાં, વાંચતાં કે લખતાં, વિચારતાં કે અધ્યયન કરતા, જાગૃતિમાં કે સ્વપ્નમાં એમની સાથે ભમવા લાગ્યાં. એમને જાણે એમ

× પાલીતાણા.

+ સંવત ૧૬૪૯ ના વૈશાખ સુદ ત્રીજને દિવસે રાજનગરમાં આચાર્યપદ આપવામાં આવ્યું તે વખતે કાંટિયા ગોત્રના ઝવેરી મંગલસિંહે દશ હજાર દ્રમ ખરચીને મહોત્સવ ઉજવેલો.

લાગવા માંડ્યું કે આર્યરક્ષિતસૂરિએ લીધેલી અપૂર્વ સમાધિમાંથી પ્રાપ્ત થયેલું દિવ્ય તેજ એ ઝીલે છે; કુમુદચંદ્ર, વાદીદેવસૂરિ અને જયસિંહસૂરિ સાથે ધર્મચર્ચામાં જોડાય છે; ધર્મઘોષસૂરિ સાથે સાધુસમાચારીનું ઝીણવટથી અધ્યયન કરે છે; મહેન્દ્રસિંહસૂરિની જેમ દુઃખિત પ્રજાનાં અશ્રુઓ ઝીલે છે; મેરુતુંગસૂરિની પાસેથી લેખન પ્રતિભા મેળવે છે; મહાકવિ જયશેખરસૂરિની સાથે સરસ્વતી દેવીનું આરાધન કરે છે! આમ એની સ્વપ્નસૃષ્ટિ વિસ્તૃત થવા લાગી.

આ બાળવયના આચાર્યના મુખની વાણી સાંભળવા તે વખતની પ્રજા ઉપાશ્રયમાં કીડિયારાની જેમ ઊભરાતી હશે. એના સરળ શબ્દોમાં ઉકેલાતા જૈન આગમોના ગહન સિદ્ધાંતો સાંભળી શ્રોતાઓ છક્ક થઇ જતા હશે. એમની ઉદાહરણો આપવાની શક્તિ, એમનું વાક્‌ચાતુર્ય, એમની વાણીની ગંભીરતા, સર્વધર્મ સમદર્શિતાનો એમનો મહાન આદર્શ—એ બધાં શ્રોતાઓને મંત્રમુગ્ધ કરી દેતાં હશે ત્યારે ધર્મમૂર્તિસૂરિ એમના સમર્થ અનુગામીને જોઇને હર્ષાશ્રુ ખેરતા હશે. અંચલગચ્છની પટ્ટપરંપરાને એનો મહાન જ્યોતિર્ધર મળી ગયો એમ વિચારી એમની આંખો ઠરતી હશે. પણ એમને ક્યાંથી ખબર હોય કે એ ઊગતા સૂરજના સહસ્ર કિરણો ગચ્છની લઘુકુંડલીઓમાં જ ગોંધાઇ રહેવા શક્તિમાન નહોતા—જૈનશાસન, સારાયે ગુજરાત અને ઉત્તરોત્તર સારાયે ભારતવર્ષમાં ફેલાઇ જવા એમનું નિર્માણ થયું હતું!



રત્નસાગરજી પણ ઘણાં જ પ્રભાવિક પુરુષ હતા.

પટ્ટાવલીના કર્તા તથા એમના જ ગુરુબંધુ અમરસાગરજીએ એમને વિષે પોતાના લખાણોમાં ઘણી જગ્યાએ ગૌરવભર્યા ઉલ્લેખો કર્યા છે તથા એમની—બહુધા અધ્યયન, અધ્યાપનમાંજ વ્યતીત થયેલી—મહાન કારકિર્દીને યોગ્ય અંજલિ અર્પી છે.

એમના બાળપણનો ઈતિહાસ આ પ્રમાણે છેઃ

કચ્છના જખૌ નામના નગરમાં કચ્છી દશા ઓશવાળ જ્ઞાતિના નાગડા ગોત્રના આસુ નામના શેઠ હતા. તેની પત્નીનું નામ કરમા હતું. સંવત ૧૬૨૬ ના પોષ દશમની તિથિએ કરમાએ એક મનોહર બાળકને જન્મ આપ્યો. માતાપિતાએ બાળકનું રતનસી નામ રાખ્યું. બાળક સાત વરસનો થયો ત્યારે દૈવયોગે એના માતા પિતા મૃત્યુ પામ્યા. સં. ૧૬૩૫ ની આસપાસ ધર્મમૂર્તિસૂરિ જખૌ પધાર્યા ત્યારે એમની નજર એ પ્રતાપી બાળક પર પડી. બાળક ખરેખર કુશાગ્ર બુદ્ધિનો હતો. તેના કાકા રણસિંહ પાસે આચાર્યે શાસનની સેવા અર્થે માગણી કરી. કાકાએ એમની માગણીનો સ્વીકાર કર્યો. સં. ૧૬૪૧ માં મહા સુદ બીજને દિવસે તેને દીવબંદરમાં દીક્ષા

આપવામાં આવી. નાની ઉંમરમાં જ રત્નસાગરજી અનેક વિદ્યાના પારગામી બને છે.

વિદ્યા મળે છે બુદ્ધિ અને પુરુષાર્થથી, પણ ફળે છે વિનય અને સંસ્કારથી—આ ઉક્તિ એમને બરાબર બંધબેસતી થાય છે. જ્ઞાનમાં જો એટલું બધું ઘમંડ આવી જાય કે બીજાના જ્ઞાન પ્રત્યે ઉદારતા વ્યક્ત ન કરી શકાય, એટલો બધો અહંભાવ આવી જાય કે અન્યના સદ્‌ગુણો જોઇને આનંદોર્મિ ન પ્રકટે, બીજાના દૃષ્ટિબિન્દુ પર મટકું ન મારતા ફક્ત પોતાના વિચારોમાં તન્મય થઇ જવાય તો એવું અર્ધદગ્ધ જ્ઞાન અજ્ઞાનથીયે વિશેષ હાનીકારક છે—એ એમના જીવનનો મહામંત્ર હતો!

કહેવાય છે કે એમની સાથે તત્ત્વચર્ચા કરવી એ સામાન્ય વિદ્વાન માટે અશક્ય જેવું ગણાતું. એમની તર્કશક્તિને બિરદાવતા પટ્ટાવલીકાર એક જગ્યાએ એમને "વાદીઓના સમુહરૂપ હાથીઓને ભય પમાડવા માટે કેશરી સિંહ" કહ્યા છે.

જૈન આગમો, ન્યાયશાસ્ત્ર, કાવ્ય અને સાહિત્યના અન્ય પ્રકારોમાં નિપુણ હોવા છતાં તેઓ તદ્દન નિરાભિમાની હતા. જે કોઈ જ્ઞાનાર્થી એમની પાસે શિખવા આવતો તે સંપૂર્ણ સંતોષ પામીને જ પાછો ફરતો. શિષ્ય સમુદાયમાં તેઓ ઘણી જ મીઠાશથી વર્તતા અને સમદૃષ્ટિથી બધાને જોતા. એમના આ ગુણને બિરદાવવા પટ્ટાવલીકારે એમને અંચલગચ્છના સાધુ-સમુદાયની સેવા કરતા "કુશળ મંત્રી" કહ્યા છે.

રત્નસાગરજીના શિષ્યા સાધ્વી ગુણશ્રીએ ગુરુના મૃત્યુ બાદ કપડવંજમાં સંવત ૧૭૨૧ માં ચાતુર્માસ રહીને "ગુરુગુણ

ચોવીશી " નામની ગહુંલી રચી છે. એની એક નકલ સંવત ૧૮૩૩ના માગશર વદ સાતમના સાધ્વી દાનશ્રીએ સુરતમાં કરેલી, તે પ્રાપ્ત થતા રત્નસાગરજીના જીવન પર વધુ પ્રકાશ પડ્યો છે. એમાં લખ્યું છે—

શાસ્ત્ર અભ્યાસ પછી ગુરુજી તસ મહોપાધ્યાય પદ આપે;
સંવત સોળ અડતાલીસ સાલે મુનિગણ નાયક થાપે.

ગચ્છના સમુદાયની તેમણે ખૂબ જ સુંદર સેવા કરી હશે એટલે તેમને " મુનિગણનાયક " કહ્યા હશે એમ અહીં સ્પષ્ટ થાય છે. પટ્ટાવલીકાર અમરસાગરસૂરિએ રત્નસાગરજી માટે કરેલા ઉલ્લેખો આ ગહુંલીની હકીકતો સાથે બંધબેસતા આવે છે.

આચાર્યશ્રી ગુણસાગરસૂરિએ હાલમાં પ્રકાશિત કરેલા કલ્યાણસાગરસૂરિજીના સંક્ષિપ્ત જીવનચરિત્રમાં જણાવ્યું છે કે કલ્યાણસાગરજીને રાજનગરમાં સંવત ૧૬૪૯માં આચાર્યપદ આપતી વખતે ઉપાધ્યાય રત્નસાગરજીને તથા વિનયસાગરજીને મહોપાધ્યાયની પદવી આપી. એમનું આ વિધાન ગુણશ્રીજીએ ગહુંલીમાં સંવત ૧૬૪૮ની સાલ નોંધી છે તે સાથે મેળ ખાતું નથી. શકય છે કે સંવત ૧૬૪૮માં એમને મહોપાધ્યાયપદે અભિષિક્ત કરવામાં આવ્યા હોય. શ્રી ગુણસાગરસૂરિ આગળ નોંધે છે કે મહોપાધ્યાય પદ આપી રત્નસાગરજીને તથા વિનય-સાગરજીને કલ્યાણસાગરસૂરિના શિષ્ય કર્યા. એમનું આ વિધાન બરોબર નથી. ગુણશ્રીજી ગહુંલીમાં જણાવે છે તેમ રત્નસાગર-જીને વડી દીક્ષા આપતી વખતે જ કલ્યાણસાગરજીના શિષ્ય-પદે નિયુક્ત કરવામાં આવ્યા હતા. જુઓ—

રત્નસાગરજી નામ ઠેવીને આગમ ગુરુજી ભણાવે;
સોલ ચુમાલી વૈશાખની ત્રીજે વદી દીક્ષા દે ભાવે.
કલ્યાણસાગરજીના થાપે સીસ કરીને તેને;
ગુરુ આણાએ કલ્યાણસાગરજી ઠવે છે વાસક્ષેપ જેને.

પટ્ટાવલીકારે કલ્યાણસાગરસૂરિને 'ગચ્છાધિપતિ' કહ્યા છે તો રત્નસાગરજીને 'કુશળ મંત્રી'ની પેઠે એમની સેવા કરતા વર્ણવ્યા છે. દેવસાગરજીએ એક પત્રમાં કલ્યાણસાગરસૂરિને "મુનિગણ પાલક" ગણ્યા છે. તો સાધ્વી ગુણશ્રીએ રત્નસાગરજીને "મુનિગણ નાયક" નું બિરુદ આપ્યું છે. દેવસાગરજીએ કલ્યાણસાગરસૂરિની વાણીને "અમૃતની કૂપી" કહી છે તો અમરસાગરસૂરિએ રત્નસાગરજીની વાણીને "સિંહ ગર્જના" જેવી વર્ણવી છે. આ બન્ને મહાપુરુષોના વ્યક્તિત્વને સમજાવવા ગ્રંથકર્તાઓએ એમને ભિન્ન ભિન્ન ઉપમાઓથી નવાજ્યા છે. બન્ને મહાન છે. કિન્તુ એમની મહાનતાનાં પાસાઓ ભિન્ન છે. એક મહત્ત્વાકાંક્ષી છે. બીજો કર્તવ્યનિષ્ઠ છે. એક ઊર્મિશીલ છે. બીજો વ્યવહારકુશળ છે. એકનું જીવન આગમોની જીવંત ટીકા જેવું કલ્યાણકારી છે. બીજાનું જીવન આગમોના અધ્યયન અધ્યાપનથી કુશાગ્ર થયેલી બુદ્ધિરૂપી રત્નથી દેદીપ્યમાન છે!

આ બન્ને સમર્થ પુરુષોના ઇતિહાસનું પરિશિલન કરતા પ્રતીત થશે કે બન્નેના ઇષ્ટ જીવનનું કાર્ય એક બીજાની પૂર્તિ જેવું જ છે. એ બન્નેને ગુરુ-શિષ્યરૂપે ઓળખાવવા કરતાં એમને આદર્શ ગુરુબંધુઓ માનવા એ એમની ઉજ્જવળ પ્રતિભાને યોગ્ય ન્યાય આપવા બરોબર છે એમ એમની પછીની કારકિર્દી પરથી જણાયા વિના નહિ રહે. પાછળના પ્રસંગો

પરથી પણ સ્પષ્ટ થશે કે કલ્યાણસાગરજીએ રત્નસાગરજીને સહકાર્યકર્તા જેમ જ ગણી એમની સાથે એવો જ વર્તાવ રાખ્યો છે. બન્નેના વિચારોમાં વિસંવાદ ક્યાંય દેખાતો નથી એમાં બન્નેની મહાનતા છે. ખુદ ધર્મમૂર્તિસૂરિજીને મનમાં ડર રહ્યા કરતો કે નાની વયના કલ્યાણસાગરજીને આચાર્યપદ આપું છું તો ખરો પણ રત્નસાગરજીને મનદુઃખતો નહિ થાયને ?

અંચલગચ્છની પટ્ટપરંપરાનું પ્રવર્તન કાર્ય કલ્યાણસાગરસૂરિને ફાળે ગયું એથી રત્નસાગરજી કે વિનયસાગરજી જરાયે દુભાયા નહિ. ગચ્છના એ બન્ને હિતચિંતકો ઊલટાના ખુશ થઇ એ મેધાવી આચાર્યના શિષ્ય થવાનું બહુમાન પ્રાપ્ત કરવાને પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યા ! એમની આવી ખેલદિલીથી તેઓ ઇતિહાસમાં કાયમનું સ્થાન પામ્યાં છે.

રત્નસાગરજી જેવા સહાયક જો કલ્યાણસાગરસૂરિને ન મળ્યા હોત તો સંભવિત છે કે ગચ્છની આંતરિક બાબતોમાંથી તેઓ માથું પણ ઊંચું ન કરી શકયા હોત. અને પરિણામે જે ભગિરથ કાર્યો કરવા તેઓ કટિબદ્ધ થયા તેનો વિચાર સુદ્ધા ન કરી શકત. ગચ્છની વિકટ ધૂરા ‘ મુનિગણનાયક ’ રત્નસાગરજીએ ‘ કુશળમંત્રી ’ની પેઠે એવી આબાદ રીતે વહન કરી કે કલ્યાણસાગરસૂરિને પોતાની પ્રતિભાના સહસ્ર કિરણો ચોગમ પ્રસારિત કરી દેવામાં કયાંયે અવરોધ રહ્યો નહિ.

વડલો મોટો થાય અને અસંખ્ય વડવાઇઓથી શોભી ઊઠે એમ વયોવૃદ્ધ આચાર્ય ધર્મમૂર્તિસૂરિ સેંકડો શિષ્યોથી વીંટળાચેલા રહેતા. વિકસતી જતી વડવાઇઓ જોઇને ખુશ થતા

વડલાની જેમ પ્રતિદિન વૃદ્ધિ પામતા શિષ્યસમુદાયને નિહાળી આચાર્ય હરખાતા. કલ્યાણસાગર, રત્નસાગર અને વિનયસાગરની ત્રિપુટિ જોઈને તેમના આનંદનો પાર ન રહેતો. तत्पट्टोदयशैलाग्र-प्रोद्यत्तरणिसंनिभा सूरिराजः श्री-युजः कल्याणसागराः* તેમની પાટરૂપી ઉદયાચલના શિખર પર ઉદય પામતા સૂર્યસરખા શ્રીમાન્ કલ્યાણસાગરસૂરિરાજને જોઈને તેઓ વૃદ્ધત્વમાં અપૂર્વ સાંત્વન અનુભવતા હશે અને મનોમન આદર્શ ગુરુની જેમ વિચારતા હશે—शिष्यादिच्छेत् पराजयम् ।

---

* શત્રુંજયગિરિ પર પદ્મસિંહ શાહે બંધાવેલા જિનપ્રાસાદની દેવસાગરજીએ રચેલી શિલાપ્રશસ્તિમાથી.



[ ૮ ]

ભાગવત પરની ટીકાના રચયિતા, મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંત એકનાથ એમના ગુરુ જનાર્દન સ્વામીને વારંવાર પૂછતા કે ઇશ્વરનો સાક્ષાત્કાર શી રીતે થઈ શકે?

ગુરુ પાસે એમને કોઈવાર ચોખ્ખો ઉત્તર મળ્યો નહિ.

એક દિવસ ગુરુનો પોતે હિસાબ રાખતા હતા તેમાં એક પાઈની ભૂલ આવી. આઠ વાગે નિરાંતનો સમય લઈને એ બેઠા. જમા ઉધારના પાસાં વારંવાર એમણે ઉથલાવ્યા. કેમે કરી ભૂલ જડે જ નહિ. છેવટે ત્રણના ટકોરા પડ્યા. એકનાથને થયું કે ગુરુની લાગણી દુભાય એવું શા માટે કરવું? પંદરેક મિનિટનો વિશ્રામ લઈને એ પુનઃ બેઠા. મહામહેનતે ભૂલ શોધાઈ ત્યારે એમના ઉત્સાહનો પાર ન રહ્યો. આનંદમાં આવીને તેઓ ગાવા લાગ્યા. પાછું જુએ છે તો ગુરુ ઊભા છે. એકનાથ એમને પગે ઢળી પડ્યા.

ગુરુએ પ્રેમાળ ભાવે કહ્યું, 'વત્સ, સાક્ષાત્કાર શું છે તે હવે તું જાણી શકયો છે. આટલી જ એકાગ્રતાથી આંતરિક દૃષ્ટિ કર. હૃદયમાં બેઠેલા સચરાચરના તને અચૂક દર્શન થશે.'

તે પછી કહેવાય છે કે એકનાથને સાચી આંતરદૃષ્ટિ પ્રાપ્ત થઈ.

કલ્યાણસાગરજીના જીવનમાં પણ એવું જ બન્યું હોવાનું

જણાય છે. જેમ બધાય નવોદિત દીક્ષિતો પૂછે છે તેમ એમણે પણ ગુરુને એવો જ પ્રશ્ન પૂછયો કે મુક્તિ મેળવવાની ટૂંકી કેડી કઇ?

ગુરુએ પણ દરેક વખતે સંદિગ્ધ ભાષામાં જ પ્રત્યુત્તર દીધો. સ્પષ્ટ ઉત્તર દેવામાં કોઇ બાધા આવતી હોય કે પછી આખા જીવનદર્શનને આવરી લેતા આવા પાયાના ગહન પ્રશ્નનો ઉત્તર શિષ્યના આંતરિક જીવન પ્રત્યેના વલણમાંથી જ મળી શકે એવું હોઇ એની અભિવ્યક્તિની પ્રતીક્ષા થતી હોય એ તો કોણ જાણે; પણ પછી તો એ આખી વાત જ ભૂલાઇ જવા આવી.

એક દિવસ કલ્યાણસાગરજી શ્રોતાઓ સમક્ષ મધુર વાણીમાં વ્યાખ્યાન આપતા હતા. શ્રોતાઓથી આખો ઉપાશ્રય ભરાઈ ગયો હતો. ધર્મમૂર્તિસૂરિ પણ શિષ્યસમુદાય સહિત ત્યાં બિરાજમાન હતા. વ્યાખ્યાનની પ્રસન્ન શૈલીથી શ્રોતાઓ મંત્રમુગ્ધ થતા જતા હતા. કોણ જાણે કેમ એ દિવસે કલ્યાણસાગરજી વ્યાખ્યાન આપવામાં એવા તો તન્મય થઇ ગયા કે પોતાના હૃદય સન્મુખ ઊભા રહીને શબ્દોચ્ચાર ન કરતા હોય એમ તેમને લાગવા માંડયું. પછી તો જાણે હૃદયની દિવ્યશક્તિની પ્રેરણાથી અનાયાસે શબ્દો ન સરતા હોય તેમ એમનો વાણીધોધ વિચારોના અને ભાવનાઓના અનંત બિન્દુઓ ઉડાવતો ઉપાશ્રયમાં ગર્જી ઊઠયો. શ્રોતાજનો એમાં પ્રવાહિત થયાં.

આવા વાણીપ્રવાહમાં સમયનું અને સ્થળનુ થોડું જ ભાન રહે છે? કલાકો પછી જ્યારે વ્યાખ્યાન પૂરું થયું ત્યારે જાણે મધુર સ્વપ્ન માણીને ઝબકીને ઊઠ્યા ન હોય એવો ભાવ બધાએ અનુભવ્યો.

સાક્ષરશિરોમણિ શ્રી દેવસાગરજી ઉદ્ગાર્યાં—

यद्व्याख्यानमनादृतामृतरसं शृण्वन् सदापृथ्वाः ।
मुग्धोऽस्मि स्वहृदीति चिन्तति यथाकार्यं भुजंगमप्रभौ ॥
मय्येव द्विसहस्रकर्णनयनं चेन्मेऽभविष्यत्तदा ।
रुपव्याकृतिरुपणश्रुति महाकांक्षाऽपरिष्यत्तदा ॥

અમૃતરસનો પણ અનાદર કરીને જેમના વ્યાખ્યાનને નિરંતર સાંભળતો બ્રહ્મા પોતાના ચિત્તમાં ચિંતવતો હતો કે ખરેખર, હું ભોળો છું. શેષરાજની પેઠે મારે પણ જો બે હજાર કર્ણ અને નેત્ર હોત તો આ સુગુરુના રૂપ જોવાની અને વ્યાખ્યાન સાંભળવાની મારી પણ ઇચ્છા પૂર્ણ થાત.

કલ્યાણસાગરજીની વાણીનું વર્ણન કરતા દેવસાગરજી કહે છે—

प्रादुर्भूतनया विलासचतुरा पीयूषकुल्पोपमा ।
सद्रूपावनतत्परा पुरुमता रम्या ह्यनैकांतिका ॥
सालंकारसुवर्णवर्णचतुरा मृद्वी गुणोद्रेक भाक् ।
यद्वाणी वरवर्णिनीवः विदुषाम् चेतश्चमत्कारिणी ॥

નીતિને પ્રગટ કરનારી, વિલાસ માટે ચતુર; અમૃતની કૂપી સમાન, ઉત્તમ સ્વરૂપ વાળી, વિનમ્ર, બહુમાન્ય, રમ્ય, એકાન્તતારહિત, અલંકારયુક્ત શ્રેષ્ઠ વર્ણથી ચતુર, સરળ અને ગુણના સમુહવાળી જે સદ્ગુરુની વાણી શ્રેષ્ઠ કન્યાની પેઠે વિદ્વાનોના ચિત્તને ચમત્કાર ઉપજાવતી હતી.

'વાહ! વાહ! મુનિ, તારી વાણી!' શ્રોતાજનોએ

પ્રશંસાના પુષ્પો વેર્યાં. બાળવયના આચાર્ય—જેમને દેવસાગરજીએ 'કર્મ પર્વતના પથ્થરને તોડી નાખવાને ટાંકણારૂપ'* કહ્યા છે—તેમની 'શ્રેષ્ઠ કન્યા'ના જેવી મધુર વાણી સાંભળી ઘડીભર તો સૌ આવાક્ થઇ ગયા.

વયોવૃદ્ધ આચાર્યશ્રી ધર્મમૂર્તિસૂરિની આંખ હર્ષાશ્રુથી ભીંજાઇ ઊઠી. ગદ્ગદિત કંઠે તેઓ બોલી ઊઠ્યા, 'વત્સ, તારા પ્રશ્નનો જવાબ તને મળી ગયો હશે. એકાગ્રતા—તન્મયતા એ મુક્તિદ્વારે પહોંચવાની ટૂંકી કેડી છે. આજે તું જેમ વ્યાખ્યાન-વાણીમાં એકતાન થઇ ગયો—તન્મય થઇ ગયો એવી રીતે તારા આત્માજોડે થઇશ ત્યારે તને અનંત શક્તિઓનો ભંડાર લાધશે—સમ્યક્જ્ઞાન, સમ્યક્દર્શન, સમ્યક્ચારિત્ર એ રત્ન-ત્રય તને પ્રાપ્ત થશે.'

* કલ્યાણસાગરસૂરિને દેવસાગરજીએ લખેલા પત્રમાંથી



[ ૯ ]

કલ્યાણસાગરજીના બહુમુખી વિકાસનો માનસિક ઇતિહાસ આપણી પાસે નથી એ ખરું, પણ પાછળથી દેવસાગરજીએ એમને એક પત્ર લખેલો, જેને આચાર્યશ્રી ગુણસાગરજીએ થોડાક વર્ષો પહેલા જ સંક્ષિપ્ત જીવનચરિત્ર સાથે પ્રસિદ્ધ કર્યો છે, એમાં આલેખાયેલી ઘટનાઓ, વર્ણનો, સંબોધનો અને ઉપમાઓ આપણી કલ્પનાશક્તિને ઘણું ઘણું કહી જાય છે.

આ મહાપુરુષે નાની ઉંમરમાં અનેક દર્શનોનો શી રીતે અભ્યાસ કર્યો હશે, એ અભ્યાસ પછી એમના મનોમંથનો કેવાં હશે; મેરુતુંગસૂરિ અને જયશેખરસૂરિએ શરૂઆતમાં એમના ઊર્મિતંત્ર પર સજ્જડ કબજો જમાવેલો પણ સાહિત્યકાર ન થતા, કવિ ન થતા, વિદ્વાન ન થતા ફક્ત સંસ્કારનિર્માણનું જ કાર્ય હાથ ધરવા કઇ પ્રેરણા નિમિત્તરૂપ બની હશે—વિગેરેનો વિસ્તૃત ચિતાર તત્કાલીન લેખકોએ આપણને આપ્યો હોત તો એમનું જીવન છે એના કરતા વધારે ઊર્ધ્વગામી આપણને લાગત.

દેવસાગરજીએ કલ્યાણસાગરજીની જ્ઞાનસંપત્તિને બિરદાવવા साधुल्लामकम्—સાધુઓના આભૂષણરૂપ—કહ્યા છે, તો એમના ઉદાર સ્વભાવનું દર્શન કરાવવા शस्त विद्याश्रित—શ્રેષ્ઠ વિદ્યાર્થી પણ કહ્યા છે.

એમના અગાધ જ્ઞાન વિષે દેવસાગરજી કહે છે—

तावद्विप्रतिपत्तिरस्तु सुधियाम् शब्दाकरान्वीक्षिकी ।
न्यायज्योतिरलंकृतिप्रभृतिषु ग्रंथेष्वगाधेषु वै ॥
सर्वांगीण विशारदैः कृतनुतेः प्रेक्षावत श्रीमतो ।
यावच्छ्रीशिवसिंधुराज सुगुरोर्वाणी न कर्णं श्रिता ॥

ઉત્તમ બુદ્ધિવાળાને પણ કોશ, વ્યાકરણ, ન્યાય, જ્યોતિષ અને અલંકાર વિગેરે અગાધ ગ્રંથોના જાણપણાંનું અભિમાન ત્યાં સુધી હો કે જ્યાં સુધી સર્વઅંગોના પારગામી, ચતુર પુરુષોવડે સ્તવાયેલા, મહાબુદ્ધિવંત અને જ્ઞાનાદિ સંપત્તિવંત શ્રી કલ્યાણસાગર ગુરુની વાણી એમણે સાંભળી નથી.

એમની તર્કશક્તિ માટે દેવસાગરજી કહે છે—

तावद्वादिमदं वहंतु विबुधव्राता वरं स्वेच्छया ।
मीमांसाकरतर्कलक्षणगणग्रंथादि पारंगमा ॥
वादींद्रद्विपदर्पशातनमहानादोपमस्य ध्रुवं ।
यावच्छ्री शिवसिंधुसूरि सुगुरोर्वाणी न कर्णं श्रिता ॥

મીમાંસા વિગેરે શાસ્ત્રોના પાર પામેલા વિદ્વાનો પોતાની ઈચ્છા પ્રમાણે ત્યાં સુધી જ શ્રેષ્ઠ વાદીમદને ધારણ કરો કે જ્યાં સુધી તેમણે વાદીરૂપી ગજગર્વને તોડી નાખનારા સિંહ-સમાન શ્રી કલ્યાણસાગરસૂરિ સુગુરુની વાણી સાંભળી નથી.

દેવસાગરજી આ પત્રમાં કલ્યાણસાગરના જ્ઞાનની ભારોભાર પ્રશંસા કરે છે. દેવસાગરજી પોતે પણ મહાન વિદ્વાન હતા. કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યે રચેલા "અભિધાન ચિન્તા-

મણિ ” નામના સંસ્કૃત ભાષાના કોષ પર તેમણે “ વ્યુત્પત્તિ રત્નાકર ” નામની વીશહજાર શ્લોકોના પ્રમાણવાળી મોટી ટીકા રચી છે. પત્રની શરુઆતમાં 'વાચનાચાર્ય'ની સ્તુતિમાં તેઓ પોતાને માટે मान्यः कृतोऽस्मि विदुषाम्—વિદ્વાનોમાં હું માન્ય કરાયેલો છું-એમ કહે છે. એક જગ્યાએ તેઓએ કલ્યાણ-સાગરજીને कलाकल्पवित्स्वेकम् विदितम् कर्ममोचकम् । नयज्ञं धर्मयुग्वीकम् यथाभूतार्थजल्पकम् ॥ કલાસમુહના જાણકારોમાંના એક, સુપ્રસિદ્ધ, કર્મના બંધનોને તોડાવનારા, નયના જાણ, ધર્મધારક અને જેવું હોય તેવું કહેનારા—તરીકે વર્ણવ્યા છે. અહીં પ્રશ્ન થાય કે ‘ કલા સમુહના જાણકારોમાંના એક ’ એમ લખવાનું તાત્પર્ય શું હશે ? આનો ખુલાસો આ પ્રમાણે છે. કલ્યાણસાગરજીની પ્રતિભાથી અંજાઇને તેમની આસપાસ ઉત્સાહી મુનિઓ ઘેરાવા માંડ્યા હતા. પ્રતિભાસંપન્ન સાધુઓની એક મંડળી જ જાણે ન બની ગઇ હોય એમ બધા અમુક સમયે મળતા અને ધર્મચર્ચા કે સાહિત્યચર્ચા કરતા. આ વિદ્વાન મંડળીના કલ્યાણસાગરજી, રત્નસાગરજી, વિનયસાગરજી, દેવસાગરજી તથા સૌભાગ્યસાગરજી મુખ્ય સભાસદો હતા. આમાંથી કલ્યાણસાગરજી, રત્નસાગરજી અને દેવસાગરજીની વિદ્વત્તાનો પરિચય અપાઇ ગયો હોવાથી વિનયસાગરજી અને સૌભાગ્યસાગરજીનો પરિચય આપવો જરૂરી બને છે. વિનયસાગર-જીનો પરિચય દેવસાગરજીના શબ્દોમાં જ કરવા જેવો છે—

पाणिनीयफणिभाषितादिषु ग्रंथराशिषु महोपयोगभाक् ।
तर्क तीक्ष्णमतिरुत्तमाग्रणीर्लब्धवर्ण विनयोदधिर्मुनिः ॥

પાણિની ભગવાને રચેલા વ્યાકરણાદિ ગ્રંથો વિષે બહુ જ

ઉપયોગી, તર્કશાસ્ત્રમાં તીક્ષ્ણબુદ્ધિવાળા, શ્રેષ્ઠ પુરુષોમાં અગ્રણી, ઇત્યાદિ ઉપમાઓ આપીને દેવસાગરજીએ વિનયસાગરજીને મહાન અંજલિ અર્પણ કરી છે. સૌભાગ્યસાગરજી એમના શિષ્ય હતા. વિદ્વાન ગુરુના શિષ્ય પણ એવા જ વિદ્વાન હતા. જામનગરમાં વર્ધમાન શાહે તથા પદ્મસિંહ શાહે બંધાવેલા ભવ્ય જિનપ્રાસાદની એમણે કાવ્યમય શિલાપ્રશસ્તિ રચીને તેઓ વિદ્વાનોમાં કાયમનું સ્થાન પામ્યા છે. એક બીજાથી ટપી જાય એવા આ બધા વિદ્વાનો 'કલાસમુહના જાણ' હતા. કોઇ કોઇનાથી ઉતરે એવા ન હોવાથી કલ્યાણસાગરજીને એમાંના એક તરીકે ઓળખાવવામાં આવ્યા હોય એ સંભવિત છે.

મહાન કલ્યાણસાગરજી એ વિદ્વાનોની મંડળીમાં બિરાજતા હશે તે વખતે એમના દેહનું વર્ણન, એમના પ્રભાવનું વર્ણન, એમના વાગ્વૈભવનું વર્ણન જો કોઇ કવિએ આપણને આપ્યું હોત તો તેઓની મહાનતાના આપણને ખરેખરા દર્શન થાત. દેવસાગરજીએ ફક્ત એની રૂપરેખા આપી છે, એના ઉપરથી આપણને કલ્પના કરવી રહી–सुधोपमकृतश्लोकम् धीरम् सन्मार्गदर्शकम् । देहभृद्दिर्पदारकम् वचोगुणजितानकम् ॥ 'અમૃત જેવા મધુર શ્લોકો રચનાર, ધીર, સન્માર્ગદર્શક, દેહધારીઓના ગર્વનો નાશ કરનાર, વાણીના ગંભીર ગુણથી પડહ વાજિંત્રના શબ્દને જીતનાર' મહાન કલ્યાણસાગરજીની ભવ્ય આકૃતિ આ શ્લોકમાંથી દૃષ્ટિગોચર થાય છે. એમને મન ધર્મ મહાન હતો, સરસ્વતી મહાન હતી, ગુજરાત મહાન હતું પણ એ સઘળી મહત્તા—ઉમેરી ન શકાય તો વાંધો નહિ—સચવાય તોયે બસ છે, એ એમને મન સૌથી મહાન કાર્ય હતું. સમાજનું

ઉત્થાન એમણે ધર્મમાં જોયું એટલે ધર્મ તરફ એમણે દૃષ્ટિ સ્થિર કરી. ધર્મનું અવલંબન મંદિરોમાં એમણે માન્યું અને એમને એમાંથી કવિતા જડી. એ કવિતાના શબ્દો એમણે જ્ઞાનભંડારોમાં જોયા અને જ્ઞાનના ઓજસ્ પાથરવા એમણે મશાલ પ્રકટાવી. એ કવિતાને બુલંદ અવાજે પ્રતિધ્વનિત કરવા યાત્રિકોના તીર્થસંઘોનું સ્વપ્ન એમણે રચ્યું !

સાહિત્ય ઉપર એમને અગાધ પ્રેમ હતો. દેશે એ પ્રેમનો ભોગ માગ્યો અને એમણે સુધોપમશ્લોકમ્ રચવાનો આનંદ જતો કર્યો. વિદ્વાનોની મંડળીમાં તત્ત્વચર્ચાનો શોખ એમણે પોતાનાં ધ્યેયને ચરણે હોમી દીધો.

આ વિદ્વાનોની મંડળી ઉત્તરોત્તર વિસ્તરતી ગઈ. પાછળથી એમાં કવિ શિરોમણિ અમરસાગરજીએ પણ પ્રવેશ કર્યો. અનેક નવોદિત સાહિત્યસ્વામીઓએ આ મંડળીમાં બિરાજતા જ્યોતિર્ધરોની પ્રતિભા ઝીલીને સાહિત્યના નવા નવા પ્રદેશોનું ખેડાણ શરુ કર્યું. પણ એ મંડળીના પુરસ્કર્તા ખુદ કલ્યાણ-સાગરજી એમાંથી હટી જાય છે ત્યારે એમના મહાન ત્યાગ આગળ વિરોધીઓનું મસ્તક પણ માનથી નમી પડે છે.

એમના સાહિત્ય-ત્યાગ માટે ગુજરાતનું અસ્થિર અને વિષમ રાજકારણ તથા ધર્મઝનૂન મુખ્યત્વે જવાબદાર છે.



## [ ૧૦ ]

ગુજરાતની રાજકીય લગામ મુઝફ્ફર જેવા તદ્દન નિર્બળ સુલતાન પાસે હતી. તે ફક્ત નામનો જ સુલતાન હતો. ખરેખરી સત્તા અમીરો અને ઉમરાવો ભોગવતા. આવી ડામાડોળ પરિસ્થિતિનો લાભ લઇ, પોતાના પિતા હુમાયુએ જમાવેલું અધિપત્ય પાછું મેળવવા શહેનશાહ અકબરે ગુજરાત પર ચડાઇ કરી ત્યારે મુઝફ્ફર ક્યાંક નાસી ગયો. અકબર પોતાનો સુબો નમી હજી દિલ્હી પાછો પહોંચે ન પહોંચે ત્યાં તો મુઝફ્ફરે મિરઝાઓની મદદથી રાજ્યની લગામ હસ્તગત કરી લીધી. આ સમાચાર સાંભળીને અકબરના ક્રોધનો પાર રહ્યો નહિ. મોટા સૈન્ય સાથે તે પુનઃ ગુજરાત પર ચડી આવ્યો. દુશ્મનોને વીણી વીણીને તેણે કાપ્યા. પોતાનો ગુસ્સો શાંત કરવા તેણે બે હજાર માણસોનાં માથાં વાઢી ઊંચો મિનારો ઊભો કર્યો!

અઝીઝ કોકાને ગુજરાતનો સુબો નીમીને તે દિલ્હી પાછો ફર્યો. અકબરના ગયા પછી મુઝફ્ફરે જુનાગઢ જઈ મોટું સૈન્ય એકઠું કર્યું અને અમદાવાદ પાછું સર કરી પોતાને ગુજરાતના સુલતાન તરીકે જાહેર કર્યો.

આ સમાચાર સાંભળી અકબરને પારાવાર દુઃખ થયું. ગુજરાત વિનાનું સામ્રાજ્ય હીરા વિનાની વીંટી જેવું એને લાગતું. ગુજરાત તે વખતે ભારતનો બગીચો કહેવાતું. લોકો એની ભૂમિને કાચા સોના જેવી કહી એનું ગૌરવ કરતા. મોગલ સલ્તનતના સ્તંભ જેવા ગણાતા મિરઝા અબ્દુર રહીમને તેણે મોટા સૈન્ય સાથે ગુજરાતને સર કરવા મોકલ્યો. અબ્દુર રહીમે સરખેજના મેદાનમાં મુઝફ્ફરને સખત હાર આપી. રાજપીપળા જઇ મુઝફ્ફરે પુનઃ માથું ઊંચક્યું પણ તેને તરતજ નમાવી દેવામાં આવ્યો. વિજયના સમાચાર સાંભળી અકબર ખૂબજ ખુશ થયો મિરઝા અબ્દુર રહીમને પાટનગરમાં બોલાવી તેને ખાનેખાનાનનો માનવંત ખિતાબ અર્પણ કરી અકબરે તેનો આદર સત્કાર કર્યો. એ દરમિયાન મુઝફ્ફરે પુનઃ મોટું સૈન્ય એકઠું કરી બળવો કર્યો. આ સમાચાર સાંભળીને અકબર રાતોપીળો થઇ ગયો. આ વખતે મુઝફ્ફરને જીવતો પકડી લાવવાનો કડક હુકમ આપી અઝીઝકોકાને મોગલસામ્રાજ્યના ચુનંદા સૈન્ય સાથે ગુજરાત રવાના કર્યો. મોગલ સલ્તનતના મહાન સેનાનીઓ આ વખતે સૈન્યમાં હોવાથી મુઝફ્ફર નાસી ગયો. પણ કોકાએ એનો પીછો છોડ્યો નહિ. મુઝફ્ફર નાસતો નાસતો નવાનગર પહોંચ્યો અને તેણે જામ સતાજીનો આશ્રય લીધો. કોકાએ જામને મુઝફ્ફરને સોંપી દેવાનું કહેણ મોકલ્યું પણ क्षतात् किल त्रायत इत्युदग्रः क्षत्रस्य शब्दो भुवनेषु रूढः એ અનુસાર જામે શરણે આવેલાને સોંપ્યો નહિ. કચ્છના મહારાવ ભારમલ્લજીની તથા સૌરાષ્ટ્રના રાજવીઓની મદદ માગી જામે લડાઈ જાહેર કરી. ધ્રોળ પાસે

ભુચરમોરીના મેદાનમાં યુદ્ધના તખ્તા ગોઠવાયા. વર્ષાઋતુને લીધે મોગલસૈન્યને ખૂબજ સહન કરવું પડયું. દિવસે દિવસે મોગલ સેનાપતિ જીતની આશા ગુમાવતા જતા હતા. સમાધાન કરી પાછા ચાલ્યા જવાનો કોકાને વિચાર થયો પણ એક આખરી દાવ અજમાવવા એણે પાસાં ફેંકયાં. પૈસાની મોટી મોટી લાલચો આપી તેણે જામપક્ષના દોલતખાનને તથા લોમાણુ-ભાણુને પોતાના પક્ષમાં લીધા.

યુદ્ધની નોબતો વાગી. બન્ને પક્ષનાં સૈન્યો નાગી તલવાર લઇને સામા સામા ધસ્યા. જામના સેનાપતિ જેસાજી વજીરે ભયંકર સંગ્રામ ખેલ્યો. યદુવંશી જામ સતાજીએ તો ઘાસની જેમ શત્રુઓનાં માથાં વાઢવા માંડ્યાં. પણ ખરે વખતે દોલ-તખાન તથા લોમોણુભાણુ બાદશાહી સૈન્યમાં ભળી ગયા. રાયઝાદા ખેંગાર અને કચ્છના મહારાવ ભારમલજીએ મોક-લાવેલું સૈન્ય ફક્ત જામની સાથે રહ્યું. દગો થયાના સમાચાર સાંભળતા જામ સતાજી નગરના બંદોબસ્ત માટે જેસાજીના કહેવાથી ઘોડા ઉપર બેસી નીકળી ગયા. જામના પાટવી કુંવર અજાજીના લગ્ન થતા હતા. આ સમાચર સાંભળી તે મીંઢાળબંધો યુવરાજ તેના પાંચસો યુવાન મિત્રોને લઇ યુદ્ધ ભૂમિમાં પહોંચી ગયો. મોગલસૈન્યને જિન્દગીભર યાદ રહી જાય એવું યુદ્ધ કરી એ રણઘેલો યુવરાજ લગ્નનાં મધુર સોણલાં માણુતો રણભૂમિમાં ચિરનિદ્રામાં પોઢી ગયો.

જામના સેનાપતિ જેસાજી વજીરે હિંમત હાર્યા વિના યુદ્ધ જારી રાખ્યું. મહેરામણજી ડુંગરાણી, નાગડો વજીર, ડાહ્યો લાડક, ભાણુજી દલ વિગેરે યોદ્ધાઓએ ખરેખરૂં શૌર્ય બતાવ્યું.

એક અતીત બાવાની જમાત દ્વારકાથી પાછી વળતા જામના સૈન્ય સાથે મળી ગઇ હતી તે પણ હિન્દુત્વના રક્ષણાર્થે લડી.

આવું ભયંકર યુદ્ધ સૌરાષ્ટ્રની ભૂમિપર કદાચ છેલ્લું હતું કે જેમાં લાખોનું સૈન્ય લડયું હોય અને કામ આવ્યું હોય. યુદ્ધમેદાનમાં લોહીની નદીઓ વહેવા લાગી. જામપક્ષે સતાજી અને કુમાર જશાજી માત્ર બચ્યા. બધાયે મુખ્ય સેનાનીઓ, સેનાપતિ જેસાજી વજીર અને યુવરાજ અજાજી આ યુદ્ધમાં કામ આવ્યા. ખરી રીતે વિજય કોને વર્યો તે કહેવું અચોક્કસ હતું, છતાં જામનો પરાજય થયો કારણ કે યુદ્ધમેદાન કોકાના કબજામાં રહ્યું.

આટલી ખુવારી થઇ હોવા છતાં મુઝફ્ફરને જામે ઓખા તરફ નસાડી મૂક્યો. ત્યાંના રાજા શિવરાણાએ એને આશ્રય આપ્યો. કોકાએ એને સોંપી દેવા કહેણ મોકલાવ્યું પણ શિવરાણાએ વીરોચિત ઉત્તર વાળ્યો અને યુદ્ધ આપ્યું. અંતે શિવરાણો યુદ્ધમાં મરાયો. તેનો કુંવર સાંગણ સિંધમાં નાસી ગયો. મુસલમાનો દ્વારકા ઉપર આવશે એ ભયે દ્વારકાના વાઘેર રાજકર્તા શામળમાણેક તથા મલ્લમાણેકે મુસ્લીમો સામે ગેરીલા પદ્ધતિએ લડાઇ શરૂ કરી અને તેમને આગળ વધતા અટકાવ્યા.

મુઝફ્ફર માટે હવે કોઈ માર્ગ રહ્યો નહિ. ઓખાના કિનારેથી તે વહાણમાં બેસી કચ્છમાં ગયો. કચ્છના રાવ ભારમલ્લજીએ એને આશ્રય આપ્યો પણ મુસ્લીમ સૈન્યે જામનગરની કરેલી તારાજીના સમાચાર સાંભળી જોખમ ન ખેડતા મુઝફ્ફરને એણે કોકાના હાથમાં સોંપી દીધો. ભારમલ્લજીએ આ

પગલું જો ન લીધું હોત તો ખેંગારજીએ સુદૃઢ કરેલું કચ્છ પણ રણમાં રોળાઇ જાત.

મુઝફ્ફરને કેદ કરી બાદશાહી લશ્કર ખુશ થતું અમદાવાદ ભણી ચાલ્યું. પોતાના કમનશીબે લાખો નિર્દોષ મનુષ્યોના બલિદાનો દેવાયાં હતાં, અનેક રાજવીઓને પારાવાર મુશ્કેલીમાં મુકાવું પડયું હતું, જામ સતાજી જેવા મહાન રાજવીને મોગલ-મુગલને તાબે થવું પડયું હતું એ વિચારે કે પછી પોતાની રાજધાનીમાં ખૂબ જ ફજેતી થશે અને રીબાવી રીબાવીને મારવામાં આવશે એમ વિચારી મુઝફ્ફરે રસ્તામાં ધ્રોળ પાસે સંવત ૧૬૪૮ માં અસ્ત્રાથી આપઘાત કરી પોતાના જીવનનો કરુણ અંત આણ્યો.

જામનગર ઉપર પાદશાહી લીલો ધ્વજ પહેલીવાર લહેરાયો. જામ સતાજી માત્ર ક્ષત્રધર્મના પાલન માટે પોતાનું રાજ્ય ખોઇ બેઠા. મહાપરાક્રમી જામ રાવળે મુસ્લીમ તલવાર આગળ ઝૂકેલી રજપૂતાઇને એનો ભવ્ય ભૂતકાળ યાદ દેવડાવવા જામ-નગરનો પાયો નાખ્યો હતો. જ્યારે મંદિરો તૂટતાં જતાં હતાં અને તે તે સ્થળે મસ્જીદો બનતી જતી હતી; જ્યારે હિન્દુઓને મુસલમાનો બનાવવાની; ગાયોની કતલ કરવાની અને આર્ય-સંસ્કૃતિને ભૂંસી નાખવાની પ્રવૃત્તિ રાજનીતિ બની ગઇ હતી ત્યારે એ મહાન યદુવંશીએ આર્યસંસ્કૃતિના રક્ષણનું ધ્યેય મનમાં સ્થિર કરી જામનગરનું તોરણ બાંધ્યું. તોરણ બાંધતી વખતે ઋષિમુનિઓની આર્ષવાણી એને સંભળાઇ હશે, સમન્વયના આદર્શસમાં ઉષા અને સંધ્યાના મૃદુલ રંગો એની આંખે દીઠાં હશે, ગૌધૂલિવેળાનું મનોહર દૃશ્ય એની

કલ્પનાભૂમિ પર રમતું હશે, મંદિરોનો ઘંટારવ એના કર્ણમાં ગુંજતો હશે. એ આખી કલ્પનાને ઠોકર મારવા મુસલમાનોએ જામરાવળના એ જામનગરને ઇસ્લામાબાદ નામ આપ્યું ! જામ સતાજી પાસેથી આઠ માસ પર્યંત ચાલેલા ઘેરાનો બધો ખર્ચ વસુલ કરવો અને એમને દર વરસે ખંડણી ભરવી એ શરતે કોકાએ નગર છોડયું.

પોતાના પર થયેલ ક્રૂર અત્યાચારો, પોતાની કુંવરીઓ પર થયેલા બળાત્કારો અને અમાનુષી જુલ્મો જ્ઞાત હોવા છતાં, 'શરણે આવેલાનું રક્ષણ કરવું એ અમારો પવિત્ર ધર્મ છે' એમ કહી પોતાનું સર્વસ્વ ત્યજી દેનારા રજપુતોનો આ ઇતિહાસ ભલભલાની આંખ ભીની કરી દે એવો કરુણ છે. રજપુતો હાર્યા પણ એ હારમાં પણ એમની વિજયગાથા આપણને સંભળાય છે. આ ભાવ જેમ્સ ફોર્બ્સના શબ્દોમાં કહીએ તો 'અભિમાનનો પોકાર કરનાર પઠાણ અને મોગલોના છોકરા હિન્દુના દેવળમાં આરસપહાણ ગોઠવવાની મજુરી કરે છે અથવા છેક હલકો રોજ લઈને જે દેવની મૂર્તિઓનો નાશ તેઓના પૂર્વજોએ કર્યો હતો તેની ફરી સ્થાપના થતી વેળાના વરઘોડામાં મશાલો ધરે છે અને નગારાં વગાડે છે.'



મુઝફ્ફરને કોઇ રાજ્ય આશ્રય ન આપે એ હેતુથી કોકાએ જામનગરને બાળકે બાળ્યું, લૂંટયું અને ત્યાંની પ્રજાને અમાનુષી ત્રાસ આપ્યો. અનેક લોકોને આ વખતે વટલાવવામાં આવ્યા. અસંખ્ય સ્ત્રીઓ પર બળાત્કારો થયા. હજામત કરવાના અસ્ત્રા વડે જેણે પોતાનો પ્રાણ ત્યજ્યો એ માણસને નામે કરુણ ઇતિહાસ રચાઇ ગયો. ખુદ કોકાને પણ પશ્ચાતાપ થયો હોય એમ તે તરત જ મક્કે હજ કરવા ચાલ્યો જાય છે.

'કલ્યાણસાગરસૂરિનો રાસ'ના કર્તા ઉદયસાગરજીના જણાવ્યા પ્રમાણે અસંખ્ય લોકો જામનગર છોડીને એ દરમિયાન ચાલ્યા ગયેલા. જામનગરના શાહસોદાગર તેજસીશાહે બંધાવેલું જિનમંદિર કે જેની પ્રતિષ્ઠા સંવત ૧૬૨૪ના પોષ સુદ આઠમના ધર્મમૂર્તિસૂરિજીએ કરાવેલી તે મંદિરને મુસલમાનોએ તોડી પાડયું. ભંડારમાંથી ભગવાનના આભૂષણો લૂંટી લેવામાં આવ્યા. મૂલનાયક શ્રી શાંતિનાથ ભગવાનની પ્રતિમા સમેત અનેક જિનબિંબોને ખંડિત કરવામાં આવ્યાં. તેજશીશાહ પણ કચ્છ ચાલ્યા જઇ ધર્મમૂર્તિસૂરિને એ કરુણકથા સજળનેત્રે કહી સંભળાવે છે. જુઓ—

ઇણ અવસર અસુરો તણું સૈન્ય ચડયું હાલાર,
નવાનગરને લુંટીયું વર્ત્યો હાહાકાર;
તેજશીના જિનમંદિરે ઘણું કર્યું ભંગાણ,
પ્રતિમાઉં ભાંગી ઘણી લોકોની કરી હાણ,
લોકો ત્યાંથી નાશીઆ ઘણાં ગયા પરદેશ.
તેજશી પણ નાશી ગયા અસુરો પર ધરી દ્વેષ
કચ્છ માંડવી આવીઆ નિજ પરિવાર સમેત,
ધર્મમૂર્તિસુરિરાયના પાય નમે ધરી હેત,
કહ્યો ઉદંત અસુરો તણો તેણે ખેદ ધરી ચિત્ત,
ગુરુજી કહે ભાવિ મીટે નહિ શ્રાવકજી ખચિત.

બસ, આટલા જ પ્રસંગથી વિદ્વાન કલ્યાણસાગરજીની બધી વિદ્વત્તા ઓસરી ગઇ. અમૃત જેવા મધુર શ્લોકો રચનાર કવિની કલ્પનાસૃષ્ટિ વિખરાઇ ગઇ. પોતાને જ્ઞાનમુગ્ધોऽहं× કહેનાર એ સંવેદનશીલ કલાકારની સાહિત્યિક અભીપ્સાઓ વિહંગની જેમ પાંખો ફફડાવીને ઊડી ગઇ. જયાં વાસ્તવિકસૃષ્ટિ જ વિષમતાઓથી ઊભરાતી હોય ત્યાં કલ્પનાસૃષ્ટિની ઝંખનાઓનો અર્થ શો ? મંદિરોનો નાશ, પ્રતિમાઓનું ખંડન, પ્રજા પર ક્રૂર અત્યાચાર, તલવારની ધારે કરાતું ધર્મપરિવર્તન, અબળાઓ પર થતો પાશવી બળાત્કાર—એ બધાં અમાનુષી કાર્યોની કલ્પના માત્રથી કલ્યાણસાગરજીનું કોમળ હૈયું ધબકી ઊઠયું. એમના હ્રદયમાં ત્રાસિતો, પીડિતો અને દુઃખિતો માટે અનુકંપા જાગી. તેમના ઊર્મિતંત્ર પર કબજો જમાવીને બેઠેલા મેરુતુંગસૂરિ

×કલ્યાણસાગરજી તેમણે રચેલા શ્રી પાર્શ્વસહસ્ર નામ સ્તોત્રમાં પોતાને **अथापि ज्ञानमुग्धोऽहं भक्तिप्रेरित मानसः** કહીને ઓળખાવે છે. શ્લો. ૧૫

અને જયશેખરસૂરિ હવે એમને ન દેખાયા. કલ્યાણસાગરજીમાં રહેલા सूरिराजम् क्रियालोकम् रीतिवित्समयाणुकम् * ક્રિયા પ્રકાશક, સમય સમયની રીતિના જાણુ સૂરિરાજે એમની ચિત્તભૂમિ પર કબજો જમાવ્યો. દેવસાગરજી બીજા શબ્દોમાં આ ભાવ વ્યક્ત કરતા કલ્યાણસાગરજીને रत्नकामितनिर्वोकम् गत्यागति विचारकम् રત્નેચ્છા–કે પછી સમયને ઓળખ્યા વિના મોટી મોટી ઇચ્છાઓ ત્યજી દેનારા અને ગતિ આગતિને જાણનારા કહે છે. સમયધર્મ એમણે ઓળખ્યો અને વિદ્વાન કલ્યાણસાગરજી અદશ્ય થયા. પોતાની સાહિત્યિક કારકિર્દી સંકેલી લેતા એમને પારાવાર દુઃખ થયું હશે જ. પણ એક મહાન ઉપદેશક તરીકે, ધર્મધુરંધર તરીકે, મૂર્તિઓ અને મંદિરોદ્ધારક તરીકે, જ્ઞાનભંડારોના સંસ્થાપક અને રક્ષક તરીકે એમની ઉજ્જવળ ભાવિ કારકિર્દી એમની રાહ જોતી હતી. સમયનો સાદ સાંભળવામાં જ એમની ખરેખરી મહાનતા હતી.

તેજશી શાહની કરુણકથની સાંભળીને ધર્મમૂર્તિસૂરિજીની આંખ પણ ભીંજાઇ ગઇ. ગુરુ અને શિષ્ય બન્નેએ તેજશી શાહને સુંદર શબ્દોમાં આશ્વાસન આપ્યું કે જે વાત વીતી ગઇ છે એ બાબતમાં માણસ કાંઇ કરી શકતો નથી. ભવિષ્ય પણ એના હાથમાં નથી. જે કાંઇ કરી શકે છે એ વર્તમાન કાળમાં જ કરી શકે છે. માટે અતીત અને ભવિષ્યને દૈવને આધીન રહેવા દઇ મનુષ્યોએ પુરુષાર્થનો જ માર્ગ ગ્રહણ કરવો. માનવી ધારે છે કાંઇક અને બને છે કાંઇક. આનું નામ જ જિન્દગી. માણસના બધાય સ્વપ્નો કે સંકલ્પો એકધારા

* દેવસાગરજીએ કલ્યાણસાગરજીને લખેલા પત્રમાંથી.

થોડા જ સત્ય થાય છે ? સંકટ સમયે ધર્મભીરુ ગારા જેવો બની જાય છે પણ ધર્મનિષ્ઠ પુરુષ તો લોખંડની દિવાલની જેમ એનો સામનો કરે છે. માટે આજથી જ ખંડિત થયેલા જિનાલયોના પુનરોદ્ધારનો મહાન સંકલ્પ કરો. ધર્મધ્વજ ઉન્નત રાખવા મહાન પુરુષાર્થ દાખવવાના મનોરથો હૈયે ધરો ! પછી જોજો, તમારે જ હાથે એ ખંડિત જિનાલયનો જીર્ણોદ્ધાર થાય છે કે નહિ ?

થયું પણ એવું જ. મુઝફ્ફરને કચ્છના મહારાવે કોઠાના હાથમાં સોંપી દીધો અને જામ સતાજીએ આઠ માસ ઘેરાનો ખર્ચ તથા દર વર્ષે ખંડણી આપવાનું કબુલ્યું એટલે મુસ્લીમ સૈન્યે જામનગરમાંથી વિદાય લીધી. જામનગર છોડીને ચાલ્યા ગયેલા લોકો પાછા આવીને વસ્યા. તેજશી શાહ પણ કચ્છથી જામનગર આવ્યા અને તેમણે બંધાવેલા જિનમંદિરનો જીર્ણોદ્ધાર શરુ કર્યો. સોરઠથી શ્રી શાંતિનાથ ભગવાનની પ્રતિમા મંગાવી સંવત ૧૬૪૮ ના માગશર સુદ ચોથના ધર્મમૂર્તિસૂરિજી અને કલ્યાણસાગરજીની નિશ્રામાં એની પ્રતિષ્ઠા થઇ. એ વખતે મોટો ઉત્સવ થયો અને સ્વામીવાત્સલ્યનું જમણ પણ રાખવામાં આવ્યું.

એજ વર્ષે મહાસુદ પાંચમના મુહણશી શેઠે બંધાવેલા ઘરદેરાસરમાં શ્રી નેમિનાથ ભગવાનની પ્રભાવિક પ્રતિમાની ધર્મમૂર્તિસૂરિજી અને કલ્યાણસાગરજીની ઉપસ્થિતિમાં મહોત્સવપૂર્વક પ્રતિષ્ઠા થઇ. શ્રી નેમિનાથ ભગવાનની પ્રતિષ્ઠા માટે એક દંતકથા પ્રચલિત છે. મીઠડિયા ગોત્રના મુહણશી શેઠ વહાણવટાનો ધંધો કરતા. એક દિવસ દ્વારકામાં વહાણના

નાંગર સાથે ખેંચાયેલી આ પ્રતિમા એમના ખલાસીઓને મળી. આ પ્રભાવિક પ્રતિમાના દર્શન થતાં જ સુહણશીના હૃદયમાં એકાએક ધર્મનિષ્ઠા જાગી અને એણે જામનગરમાં મોટા જિનાલયનું બાંધકામ શરુ કરાવ્યું. પણ એ મંદિરનું શિખર થઇ શકયું નહિ. સલાટો શિખરનું કામ આરંભે કે તરત જ બધું પડી જતું. આનો ખુલાસો કરતા ધર્મમૂર્તિસૂરિ કહે છે કે પૂર્વે શ્રી નેમિનાથ પ્રભુના શાસન સમયે શ્રીકૃષ્ણના ભાઇ બલદેવે પૂજન કરવા માટે શ્રી નેમિનાથપ્રભુની આ પ્રતિમા ભરાવી ઘરદેરાસરની વિધિથી એની પ્રતિષ્ઠા કરી હતી.

દ્વારકાના નાશ પછી આ પ્રતિમા સમુદ્રમાં તણાઇ ગઇ. ઘરદેરાસરની વિધિથી એની પ્રતિષ્ઠા થઈ હોવાથી શિખરબદ્ધ દેરાસર ચણી શકાશે નહિ. ગુરુઉપદેશથી સુહણશીએ ઘરદેરાસરમાં એ પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી. આ દંતકથાનો સાચો અર્થ ઘટાવવા કહી શકાય કે ભુચરમોરીના યુદ્ધ દરમિયાન આખું જામનગર ખાલી જેવું થઇ ગયેલું. કેટલાક યુદ્ધમાં જોડાયા અને કેટલાક દેશાટન કરી ચાલ્યા ગયેલા. કુશળ કારીગરો અને સલાટો પણ ચાલ્યા ગયા હશે એ વાત માની શકાય એવી છે. એમની ગેરહાજરીમાં શિખરબદ્ધ દેરાસર ન બાંધી શકાયું હોય એ સંભવિત છે. બીજી રીતે પણ આ દંતકથાનો અર્થ ઘટાવી શકાય એમ છે. તેજશી શાહના સમકક્ષી ધનાઢ્ય શાહસોદાગર તેજશી શાહે બંધાવેલા ભવ્ય જિનાલયની સરખામણીમાંયે ન આવે આવું ઘરદેરાસર બંધાવે તો એ જમાનાના લોકો એની કેવી વલે કરે ? લોકલાગણી ન દુભાય એ દૃષ્ટિથી પણ આ દંતકથા પ્રચલિત થઈ હોય

તો એ વાત ન માની શકાય એવી નથી. કારણકે એ જમાનાના લોકો ધનાઢ્ય પુરુષોનો ધનવૈભવ તેમણે બંધાવેલા સ્થાપત્યો ઉપરથી કે તેમણે કરેલી સખાવતો ઉપરથી આંકતા. શાહજહાંએ પ્રવર્તાવેલ સ્થાપત્ય-યુગમાં લોકોનું ખાસ કરીને આવું વલણ જણાય છે.

જામનગરમાં થયેલી આ પ્રતિષ્ઠાઓએ લોકમાનસ પર ઘેરી અસર જન્માવી. ભુચરમોરીના યુદ્ધમાં સાંપડેલા પરાજયથી તેજોભંગ થયેલી પ્રજાએ કલ્યાણસાગરજી પાસેથી નવો પાઠ શિખ્યો કે શારીરિક બળમાં ભલે આપણને કોઇ જીતી લે પણ સદ્દગુણ, સહિષ્ણુતા કે સંસ્કારિતામાં આપણને કોઇથીય પરાજિત ન થવું જોઇએ. ખરાબ કામોથી આપણી જાતને બચાવવી એ આપણાં હાથની વાત છે પણ બીજાને એવે રસ્તે રોકવા એ આપણાં હાથની વાત નથી. તમને નુકશાન કરવા માટે પ્રયત્નો કરવામાં આવ્યા છે એ ખરું. પણ નુકશાન તો ઊલટાનું એમને થયું જેમણે તમને ઝંઝાવાતમાં ઘેરી લેવાનું વિચાર્યું હતું. તમને દુઃખ થયું છે અને થાય એ સ્વાભાવિક પણ છે. પણ જે થવાનું હોય છે એ થયા વિના રહેતું નથી. એથી આકુળવ્યાકુળ પણ ન થવું જોઇએ. કાળનો પ્રવાહ અખંડપણે ધોધની જેમ વહ્યો જાય છે. વિચાર કરો નહિ, હજી જે વખત તમારા હાથમાં છે એનો સમજપૂર્વક ધર્મમાર્ગ પર ચાલીને સદ્દઉપયોગ કરી જીવન કૃતાર્થ કરો.

કલ્યાણસાગરજીએ લોકજાગૃતિ, જ્ઞાનપ્રચાર અને સમાજ ઉત્થાનના મંગલ કાર્યનો પ્રારંભ કરી પોતાની નવી કારકિર્દીના શ્રી ગણેશ માંડયા. એમના ઉચ્ચ વિચારો, મહાન સંકલ્પો અને

જીવનમાં કાંઇક કરી છૂટવાની તમન્ના જોઇ વયોવૃદ્ધ આચાર્ય શ્રી ધર્મમૂર્તિસૂરિએ એમને રત્નસાગરજી અને વિનયસાગરજી જેવા સમર્થ શિષ્યોનો પરિવાર આપી પોતાથી ભિન્ન વિહાર કરવાની અનુમતિ આપી—શાસન પર ઉદયમાન થયેલા સૂર્યનો મધ્યાહ્ન દૂર બેઠા બેઠા જોઇને આનંદ અનુભવવાની ઇચ્છાથી.

વિદાય વેળાએ પણ એ જ્ઞાનવૃદ્ધ આચાર્ય રત્નસાગરજી જેવા અત્યંત વ્યવહારકુશળ કર્તવ્યનિષ્ઠ અને વડિલ શિષ્યને એકાંતમાં બોલાવીને કહેવાનું ચુકયા નહિ કે ' જો જો, કલ્યાણ-સાગરજી બુદ્ધિવંત અને જ્ઞાનવંત હોવા છતાં વયમાં હજુ ઘણાં નાનાં છે. તમારે સાવધાન રહી તેમની સાથે વિનયથી વ્યવહાર કરવો. '*

* પટ્ટાવલી.



# [ ૧૨ ]

કલ્યાણુસાગરસૂરિએ કરેલા મહાન કાર્યો સાથે જે શ્રાવકોનાં નામ સંકળાયેલા છે એમાં વર્ધમાન શાહ અને પદ્મસિંહ શાહ નામના બે કચ્છી ભાઈઓ મુખ્ય છે. આચાર્યશ્રીના પરિચયમાં આવ્યા પછીના ત્રણ ચાર દાયકાઓમાં આ બે મહાન શ્રેષ્ઠીઓએ કરેલી શાસનસેવા તથા એમની ઉજ્જવળ કારકિર્દીએ જાણે વ્યાપક રૂપે અંચલગચ્છની જ નહિ પણ સમગ્ર જૈન સમાજની યાદગાર તવારીખ બની ગઈ. અને એટલે જ કલ્યાણુસાગરજીના જીવનનો પરિચય આ બન્ને શ્રેષ્ઠીઓના કાર્યની સમજ વિના અધૂરો ગણાય.

શ્રીમાન આર્યરક્ષિતસૂરીશ્વરજીના પટ્ટધર શિષ્ય જયસિંહસૂરિજીએ પ્રતિબોધેલા લાલણુજીના આ બન્ને ભાઈઓ વંશજ થાય. જયસિંહસૂરિજીના ઉપદેશથી લાલણુજીએ ગચ્છાધિષ્ઠાયિકાની ભક્તિપૂર્વક આરાધના કરેલી. ભક્ત પર પ્રસન્ન થઇ દેવી પ્રત્યક્ષ થયા. એમનું રૌદ્ર સ્વરૂપ જોઈ લાલણુજી ત્રણ ડગલા પાછા હટી ગયા એટલે દેવીએ કહ્યું, देव्यूचे भयतो वत्स पश्चात्त्वं त्रिपदं गतः । माम् च दृष्ट्वा ततस्तेऽपि वंशेऽहं त्रिपदि स्थिता ।× આ વચન અનુસાર લાલન વંશની દરેક ત્રીજી પેઢીને દેવીએ સહાય કરી છે. આ વંશમાં થયેલા જેસાજીના ઘરમાં મહા-

× वर्धमानपद्मसिंहश्रेष्ठीचरित्रम् ।

કાલીદેવી લક્ષ્મીનું રૂપ લઈને રહ્યા હતા એમ ઉદયસાગરજીએ "કલ્યાણસાગરસૂરિનો રાસ" માં લખ્યું છે. ઉમરકોટમાં જેસાજીએ મેરુતુંગસૂરિના ઉપદેશથી ભવ્ય જિનપ્રાસાદ બંધાવ્યો અને ધર્મકાર્યોમાં ઉદાર સખાવતો કરી 'જેસો જગદાતાર' એવું બિરુદ મેળવ્યું. મેરુતુંગસૂરિએ 'જેસાજી પ્રબંધ' નામનો ગ્રંથ રચી એ મહાન શ્રાવકની પ્રશસ્તિ કરી છે. સિદ્ધાંતસાગરજીના પરમ ભક્ત ભોજાશાહે પણ અનેક ધર્મકાર્યો કરી લાલનવંશનું નામ અમર કર્યું છે. આવા અનેક નરરત્નોથી લાલનવંશનો ઇતિહાસ સભર છે.

લાલણજીની પંદરમી પેઢીએ કચ્છસુથરી પાસે આવેલા આરિખાણામાં અમરસિંહ થયા. તેની ધર્મપત્ની વૈજયન્તીએ સંવત ૧૬૦૬ અને ૧૬૧૭ માં અનુક્રમે વર્ધમાન અને પદ્મસિંહને જન્મ આપ્યો. પટ્ટાવલીકાર નોંધે છે કે વર્ધમાનના જન્મ વખતે તેની માતાએ વૃદ્ધિ પામતા મહાસાગરની ભરતીનું સ્વપ્નમાં પાન કર્યું તથા પદ્મસિંહના જન્મ વખતે ખીલતા પદ્મને સ્વપ્નમાં જોયું હતું.

અમરસિંહના ત્રણ પુત્રો હતા પણ વચટ પુત્ર ચાંપશી શાહ માટે ગ્રંથકર્તાઓએ ઝાઝું લક્ષ આપ્યું નથી લાગતું. ઘણુંયે પ્રસંગો કહી આપે છે કે વર્ધમાન અને પદ્મસિંહ સાથે ચાંપશીને ઝાઝો મેળ દેખાતો નથી. કોઇક પ્રસંગમાં તો ચાંપશીને તેના બન્ને ભાઇઓનો દ્વેષ કરતા પણ આપણે જોઇએ છીએ. ચાંપશીશાહ માટે ઝાઝું કાંઇપણ ન લખનાર અમરસાગરસૂરિએ વર્ધમાનપદ્મસિંહશ્રેષ્ઠીચરિત્રમાં એમને વિષે ઘણું ઘણું કહી દીધું છે એમ કહીએ તો ખોટું નથી. શ્રેષ્ઠીચરિત્રમાં ઇવ્યોક્તિમાં

પ્રજળતા ચાંપશીશાહને દૂર રાખીને ભદ્રિક સ્વભાવના વર્ધમાનશાહ અને પદ્મસિંહશાહના મહાન કાર્યોની ઝાંખી કરાવનાર ગ્રંથકર્તા આપણને વધુ સંયમી જણાય છે.

વર્ધમાનશાહ અને પદ્મસિંહશાહ બહુજ સાહસિકવૃત્તિવાળા હતા. એમના માતાપિતાના મૃત્યુબાદ આરિખાણા છોડી બન્ને ભાઇઓ નસીબ અજમાવવા ભદ્રાવતિ બંદરમાં આવે છે. હાલ જ્યાં ભદ્રેસર નામનું નાનું ગામડું છે. ત્યાં પહેલા મોટું બંદર હતું. થોડાક દિવસોમાં બન્ને ચાલાક ભાઇઓ વ્યાપારમાં ઝંપલાવે છે અને અઢળક દ્રવ્ય ઉપાર્જન કરે છે.

ગરીબ સ્થિતિમાંથી અખૂટ સંપત્તિ મેળવનાર બન્ને શ્રેષ્ઠીઓ વિષે જાતજાતની કિંવદન્તીઓ પ્રચલિત છે. કહેવાય છે કે બન્ને ભાઇઓ પ્રભાતે દાતણ કરતા હતા તે વખતે એક વૃદ્ધ યોગીએ એમની પાસે ભોજનની યાચના કરી. બન્ને ભાઇઓ યોગીને ભોજન આપે છે અને પછી નિત્યનિયમ અનુસાર જિનેશ્વરના દર્શનાર્થે જાય છે. એ દરમિયાન સિદ્ધરસનું તુંબડુ એમની ડેલીના આડસરમાં ટીંગાડીને યોગી ચાલ્યો જાય છે. છએક માસ બાદ જીર્ણ થયેલી તુંબડાની દોરી તૂટી જવાથી સિદ્ધરસ નીચે મૂકેલી તાંબાની કડાઇમાં ઢોળાય છે. સિદ્ધરસના પ્રભાવથી તાંબાની કડાઇ સુવર્ણની થઇ જાય છે. એ તરફ બન્ને ભાઇઓનું એકાએક ધ્યાન જતાં બન્ને આશ્ચર્ય પામે છે. કડાઇમાં ઢોળાયેલો સિદ્ધરસ બીજાં વાસણોને લગાવવામાં આવતા બધાં વાસણો સોનાના થઇ જાય છે. એ બધાં વાસણોને ભદ્રાવતિમાં વહેંચીને બન્ને ભાઇઓ ધનાઢ્ય બને છે.

વર્ધમાનપદ્મસિંહશ્રેષ્ઠીચરિત્રના કર્તા જણાવે છે કે પદ્મસિંહ

શાહે મોટા ભાઈ પાસે ચીન જવા દેવાની અનુમતિ માગી અને ભારતના અનાજ, કરિયાણાં, કાપડ વિગેરેનો ચીન સાથે વ્યાપાર કરવાનો પોતાનો સંકલ્પ જાહેર કર્યો. નાના ભાઈની વાત સાંભળી વર્ધમાન શાહ વ્યથિત થયા. નાનાભાઈને ગદ્ગદિત થઈ ખૂબ સમજાવે છે પણ સાહસિકવૃત્તિનો પદ્મસિંહ એકનો બે નથી થતો. અંતે મોટાભાઈને નમવું પડે છે. દશ હજાર કોરી ખરચી તેમણે એક વિશાળ વહાણ ખરીદ્યું અને તેમાં ઘઉં આદિ અનાજ અને કરિયાણાંઓ ભરી પદ્મસિંહે ચીન તરફ પ્રયાણ કર્યું. અડધા લાખ કોરીનો માલ એણે ચીનના કંતાન બંદરમાં ત્યાં થયેલા ચીની મિત્ર યૂલનચંગની મદદથી સારા નફામાં વહેંચ્યો. યૂલનચંગ પણ ત્યાંનો અથણી વ્યાપારી હતો. આ બન્ને હિન્દી અને ચીની વ્યાપારીઓ હિન્દ અને ચીનના માલની લેવડદેવડના અને વ્યાપારના કરારો કરે છે અને તે કરાર અનુસાર ચીની મિત્ર પદ્મસિંહ સાથે હિન્દની બજારોનો જાત અનુભવ કરવા હિન્દ પધારે છે. આવતી વખતે પદ્મસિંહ શાહ રેશમી કાપડ, સાકર ઇત્યાદિ સામગ્રી વહાણમાં ભરી લાવે છે.

પદ્મસિંહશાહના ચીન ગયા પછી વર્ધમાનશાહે મલબાર સાથેનો વ્યાપાર ખૂબજ વધારી દીધો. એક મોટું વહાણ પણ પાછળથી એમણે કરાવ્યું અને ગોદી પાસે વિશાળ કોઠાર બંધાવ્યો. એમની સદ્ધરતા વધતા વિદેશી વ્યાપારીઓ પોતાનો માલ વહેંચી આપવા માટે તેમને મોકલાવી દેતા અને માલ વહેંચાઈ ગયા પછી તેની યોગ્ય રકમ વર્ધમાનશાહ તેમને તરતજ મોકલાવી દેતા. એમની સત્યનિષ્ઠા જોઈને બધાય પ્રભાવિત થતાં.

એમને મળેલી સફળતાથી પ્રેરાઇને એમના ભાઇ ચાંપશી શાહ પણ ભદ્રાવતિમાં જઈ વ્યાપાર ખેડવાનાં સ્વપ્નો રચે છે. ચાંપશીશાહના વેવાઇ અને પરમ મિત્ર રાયશીશાહ આ બન્ને ભાઇઓની સફળતાની વાતો કરતા હતા. આ બન્ને મિત્રો પણ સાથે મળીને ભદ્રાવતિ જાય છે અને વ્યાપારમાં ઝંપલાવે છે. તેમને પણ સુંદર સફળતા મળી.

આ તરફ પદ્મસિંહ શાહને ચીન ગયાને ઘણાં મહિનાઓ થયા હોવાથી વર્ધમાન શાહને ખૂબ જ ચિન્તા થાય છે. એક દિવસ સમાચાર મળ્યા કે ચીનથી એક વહાણુ આવ્યું છે. સમાચાર સાંભળતા જ તેઓ કિનારે દોડી ગયા. પણ વહાણુ બીજા કોઇકનું હતું. તેઓ નિરાશ થયા પણ ખલાસીઓએ સમાચાર આપ્યા કે પદ્મસિંહ શાહ ક્ષેમ કુશળ છે એટલે તેમને કાંઇક શાંતિ થઇ. થોડા દિવસોમાં જ પદ્મસિંહ ભદ્રાવતિમાં આવ્યા. બન્ને ભાઇઓ ભાવથી એક બીજાને ભેટે છે અને પોતાના સાહસની વાતો કરી હૈયું હળવું કરે છે.

આ બન્ને બાંધવોનો ભ્રાતૃપ્રેમ અજોડ છે. તદ્દન ગરીબ સ્થિતિમાં કે કોટિધ્વજ ધનિકો થયા ત્યારે પણ એમના પ્રેમનાં ઝરણાં એક સરખાં વહ્યે જાય છે. પદ્મસિંહ શાહની સાહસિકતા અઢળક સંપત્તિના કારણરૂપ હતી પણ તોયે તે વડિલબંધુને પગે ઢળતા અચકાતો નથી. વર્ધમાન શાહ પણ પદ્મસિંહ શાહની સલાહ વિના એક પગલું પણ ભરતા નથી.

શ્રેષ્ઠીચરિત્રના કર્તા અમરસાગરજી જણાવે છે કે ચીની મિત્ર યૂલનચંગ એક મહિનો ભદ્રાવતિમાં રહ્યો. એ દરમિયાન ભારતની બજારો, ભારતનો વ્યાપાર, ભારતની પેદાશ, ભારતના લોકો અને ભારતની સંસ્કૃતિથી સુમાહિતગાર થયો. બન્ને

ભાઈઓની પ્રમાણિકતા જોઈ એ અત્યંત પ્રસન્ન થયો. બન્ને ભાઈઓની કીર્તિ વિષે તેમના વચટ ભાઈ ચાંપશી શાહના વિચારો અને ચીની મિત્રના વિચારો સરખાવવા જેવા છે. ચાંપશી શાહ અને રાયશી શાહ કહે છે કે द्रव्यम् विना ही तृणतुलयताम् वहन्। ना मानमाप्नोति जनः कदाचित्॥ દ્રવ્ય વિના તૃણની તુલ્યતાને ધારણ કરનારો માણસ ખરેખર કોઈ વખતે માન પામતો નથી. આ બન્ને મિત્રોને વર્ધમાન શાહ અને પદ્મસિંહ શાહની કીર્તિના મૂળ ફક્ત ધનમાં જ દેખાય છે. જ્યારે ચીની મિત્ર કહે છે—बंधुरौ वांघवावे तौ नूनं नीतिपरायणौ। धर्मनिष्टौ महील्यातौ धनतौ यशसापि च॥ ખરેખર નીતિપરાયણ, ધર્મનિષ્ઠ આ બન્ને ભાઈઓ ધનથી તથા યશથી પૃથ્વીમાં સુપ્રસિદ્ધ થયા છે. ચીની મિત્રને આ બન્ને ભાઈઓની કીર્તિનું કારણ એમની પ્રમાણિકતામાં પણ દેખાય છે. એક મહિના પછી ચીની મિત્રને પોતાનું વતન સાંભર્યું. જતા જતા એ બન્ને ભાઈઓને કહેતો જાય છે—सत्यताम् च युवयोर्विलोक्य वै निश्चितम् मनसि मे चमत्कृतः। તમારી પ્રમાણિકતા જોઈને હું ખરેખર પ્રભાવિત થયો છું. તેના ચીન ગયા પછી બન્ને વચ્ચે થયેલા કરાર અનુસાર બન્ને દેશોના માલની લેવડદેવડ તથા વ્યાપાર વિનિમય વ્યવસ્થિત રીતે થાય છે અને બન્ને પક્ષોએ સુંદર સહકાર મળે છે.

એ પછીની એમની વ્યાપાર-કારકિર્દીનું વર્ણન ન કરતા અમરસાગરજી માત્ર એટલું જ કહે છે કે ‘પછી તો માલની લેવડદેવડથી બન્ને ભાઈઓનું વ્યાપાર કાર્ય એટલું બધું વૃદ્ધિ પામ્યું કે જાણે ઈર્ષ્યા ન થઈ હોય એમ એમની કીર્તિ સમુદ્રને સામે પાર પહોંચી.’

[ ૧૩ ]

સંવત ૧૬૫૦ની સાલમાં કલ્યાણુસાગરસૂરિ શિષ્યપરિવાર સહિત વિહરતા ભદ્રાવતિમાં પધાર્યા. ત્યાંના સંઘે એમનું ભાવભીનું સ્વાગત કરી તેમનો નગરપ્રવેશ કરાવ્યો.

તે વખતે ભદ્રાવતિની જાહોજલાલી પૂર્ણકળાએ ખીલી હતી. પશ્ચિમ ભારતનું એ એક અગત્યનું બંદર ગણાતું. કચ્છના મહારાવ ભારમલ્લજીએ આ મહાન બંદરના વિકાસ માટે તનતોડ પ્રયત્નો કરેલા. જામ રાવળે મહાન રાજ્યની સ્થાપના તો કરી પણ મહાન બંદર વિનાના એ રાજ્યમાં એની ખરી મહત્તા દેખાતી નહોતી. ભદ્રાવતિ જેવું બંદર તૈયાર કરવાના એમના કોડ અધૂરા રહ્યા. કચ્છના નરકેશરી રાવ ખેંગારજીએ કચ્છને શક્તિશાળી બનાવવા અપૂર્વ ખમીર દાખવ્યું. એમની કારકિર્દી દરમિયાન એમણે સુંદર નગરોના પાયા નાખ્યા. સંવત ૧૬૦૨ માં અંજાર, ૧૬૦૬ માં ભૂજ અને ૧૬૩૬ માં માંડવી જેવા નગરોનો પાયો નાખી ખેંગારજીએ કચ્છના મહાન નૃપતિનું બિરુદ મેળવ્યું છે. પણ એ નગરોની જાહોજલાલી ભદ્રાવતિને લીધેજ હતી. અને એટલે જ જ્યારે ભદ્રાવતિનો નાશ થયો ત્યારે બધા નગરોની જાહોજલાલી ઝાંખી પડી ગઈ અને કચ્છનો વૈભવ વાર્તાના વર્ણન જેવો બની ગયો.

શહેનશાહ જહાંગીરે ગુજરાતની મુલાકાત લીધી ત્યારે ભારમલ્લજી તેને મળવા ગયેલા. જહાંગીરનામાનો કર્તા લખે છે કે રાવશ્રીએ બાદશાહને બે હજાર કોરીની ઘોળ, બસો મહોર અને એક સો કચ્છી ઘોડાઓનું નજરાણું કર્યું હતું. બાદશાહે ખુશ થઇ મહારાવને પોતાનો ખાસ ઘોડો, હાથી તથા હાથણી, જડાઉ ખંજર, જડાઉ તલવાર તથા માણેક પન્નાની વીંટીઓ બક્ષિશ કરી હતી. આ વખતે મહારાવે કોરીના ચલણની પરવાનગી માગી હતી જેમ રાજાઓ બાદશાહને પોતાની કુંવરીઓ પરણાવતા તેમ કચ્છના રાવે બાદશાહના સિક્કાને એ ચલણથી પરણાવ્યો. કહેવાય છે તેથી એનું નામ કુંવરી પડયું–કે જે અપભ્રંશ થઇ કોરી કહેવાય છે.* જામ સતાજીએ પણ પોતાનો સ્વતંત્ર સિક્કો છાપવાની પરવાનગી ગુજરાતના સુલતાન પાસે માગેલી. સુલતાને એવી શરત મુકેલી કે એ સિક્કા પર સુલતાનનું નામ મૂકવું. સતાજીએ આ શરતનો અમલ ન કર્યો એટલે એમની પાસેથી ખુલાસો માગવામાં આવ્યો. જવાબમાં સતાજીએ જણાવ્યું કે "આ કોરીનું નામ કુંવારી છે અને તેને પાદશાહના રૂપીઆ સાથે પરણાવું છું "×

ભદ્રાવતિના વિકાસ માટે ભારમલ્લજીએ જહાંગીરને વિનંતિ કરી કે કચ્છ પરથી ખંડણી કાઢી નાખવી. કારણ કે એ ખંડણીની ભરવી પડતી રકમોનો બોજો ભદ્રાવતિના વ્યાપારી

* 'કચ્છદેશનો ઇતિહાસ' માં શ્રી આત્મારામ કેશવજી દ્વિવેદી કોરીનો સિક્કો પ્રથમ મુઝફ્ફરશાહના વખતમા પડ્યાનું માને છે.
× "સૌરાષ્ટ્રનો ઇતિહાસ" લે. શ્રી શંભુભાઇ હ. દેસાઇ.

પર જ પડતો. એમની વિનંતિ જહાંગીરે માન્ય રાખી પણ એક શરત કરી કે જે હાજીઓ હજ કરવા જાય તેઓને વગર પૈસે વહાણે બેસાડી ત્યાં પહોંચાડવા.

ખેંગારજીના અથાક પ્રયત્નથી આબાદ અને સુદૃઢ થયેલું કચ્છનું રાજ્ય ભારમલ્લજીને વિના મહેનતે મળ્યું અને તેમણે તે ઉદારતાથી ભોગવ્યું એટલે કચ્છમાં એક કહેવત પ્રસિદ્ધ થઈ "ખટ્યો ખેંગાર અને ભોગવ્યો ભારે." એ ખરું છે કે ભારમલ્લજીએ કોઇ યુદ્ધ નથી ખેલ્યું, કોઈ નગરનું તોરણ નથી બાંધ્યું કે રાજ્યનો વિસ્તાર વધાર્યો નથી. પણ એમણે જે સમદૃષ્ટિથી પ્રજાનું પાલન કર્યું છે અને જે ન્યાયપ્રિયતા બતાવી છે એવી કોઈ રાજાએ નહિ બતાવી હોય.

રાજા તરીકેની એમની ખાસ કારકિર્દી પ્રજા પરથી કરના બોજાઓ કાઢી નાખ્યા એ છે. ભારમલ્લજીની રાજા તરીકેની ફક્ત આટલી જ કારકિર્દીથી કચ્છના નગરોનો એટલો બધો વિકાસ થયો કે જ્યાં—દેવસાગરજીના શબ્દોમાં કહીએ તો—"ઉજ્જ્વળ ચૂના વિગેરેના લીંપણથી જળહળિત કાંતિને લીધે અંધકારને નાશ કરનારા તથા રત્નના સમૂહથી શોભતા હાંડિ ઝુમ્મરોના મંડનવાળા ધનવંતોના અત્યંત રમ્ય ભુવનોમાં રાત્રે ફક્ત માંગલિકને માટેજ દીવાઓ થતા હતા."

કચ્છના મહાન રાજ્યના મહાન નગરમાં પધારીને કલ્યાણસાગરજીને આનંદ થયો.

વર્ધમાનશાહ, પદ્મસિંહશાહ, રાયશીશાહ, ચાંપશીશાહ જેવા કોટિધ્વજ ધનિકો એમને વંદન કરવા આવ્યા. અમર-

સાગરજીના વર્ણન અનુસાર આ શ્રેષ્ઠીઓ હીરામોતીના આભૂષણોથી અલંકૃત થઈને આવેલા. ભદ્રાવતિની જાહોજલાલી એમના આભૂષણોથી પ્રતીત થતી હતી. શ્રેષ્ઠીચરિત્રના કર્તાએ ખૂબજ વિવેકબુદ્ધિથી એમના વૈભવ માટે શબ્દો વાપર્યા હોય એમ જણાય છે. વર્ધમાન અને પદ્મસિંહ માટે पद्मयालमालिंगितः 'લક્ષ્મીવડે આલિંગિત' કહેવાયું છે. જ્યારે ચાંપશી અને રાયશી શાહ માટે स्वर्द्धिमदावलिप्त—'પોતાના ધનના ગર્વથી ગર્વિષ્ઠ થયેલા' એવા કડવા શબ્દો વપરાયા છે. શક્ય છે કે ચાંપશીશાહે અને રાયશીશાહે 'અમે પણ કાંઈક છીએ' એ હેતુથી વધારે પડતા આભૂષણો ધારણ કર્યા હોય. બધાયે જાણે ધન ઉપાર્જન કરવાની સ્પર્ધામાં ઉતર્યા ન હોય એવો દેખાવ લાગતો હશે. બધાયે મહાન શ્રેષ્ઠીઓ હતા. પણ એમની મહાનતા દ્રવ્ય સંચયમાં જ હતી. એ દ્રવ્યને સન્માર્ગે ખર્ચવામાં કોણ પહેલ કરે છે એ કસોટીમાં એમને ઉતારવા માટે કલ્યાણસાગરસૂરિએ એક દૃષ્ટાંત કહી સંભળાવ્યું.

પરિક્ષીત રાજા પાસે કલિએ યાચના કરી, 'મહારાજ, મને તમારા રાજ્યમાં ક્યાંક આશ્રય આપો.'

'તારા માટે મારા રાજ્યમાં બીલકુલ જગ્યા નથી' રાજાએ સ્પષ્ટતાથી એને કહી દીધું.

આવો સાફ જવાબ સાંભળી કલિ ખૂબ ખૂબ કરગર્યો, 'દેવ મને ધુતકારો નહિ.'

પરિક્ષીત રાજાને દયા આવવાથી તેમણે કલિને રહેવા માટે ચાર જગ્યાઓ બતાવી—જુગારખાનું, કતલખાનું, વેશ્યાઓના રહેઠાણ અને પાનાગાર.

રાજાનો જવાબ સાંભળી કલિ મૂંઝાયો. તેણે પુનઃ આજીજી કરી કહ્યું, 'મહારાજ, આ ચારેય સ્થળોમાં હું એકી સાથે કેવી રીતે નિવાસ કરી શકું ? કૃપા કરીને મને એકજ સ્થળ બતાવો !'

થોડા દિવસ સુધી વિચાર કરી રાજાએ તેને એક સ્થળ બતાવ્યું. આટલું દ્રષ્ટાંત કહ્યાં પછી કલ્યાણસાગરજીએ ચારેય શ્રેષ્ઠીઓને પૂછ્યું, 'રાજાએ કયું સ્થળ બતાવ્યું હશે ?'

આચાર્યનો આવો પ્રશ્ન સાંભળી બધા એક બીજા સામું જોવા લાગ્યા. પરિક્ષીત રાજાએ પ્રથમ કહેલા ચારે સ્થળોમાંનું એક એક સ્થળ સૌએ ગણાવ્યું. પણ તેમને પોતાને એ જવાબથી સંતોષ થયો નહિ.

આચાર્યે દૃષ્ટાંત પૂરું કરતા કહ્યું, 'પછી પરિક્ષીત રાજાએ કલિને ઉત્તર દેતાં કહ્યું કે તને ગમી જાય એવું સ્થળ શોધી કાઢ્યું છે. તારે લક્ષ્મીમાં વાસ કરવો. આથી મેં કહેલા ચારેય સ્થળો તને મળી જશે, ઉપરાંત દ્વેષ નામનું નવું તત્ત્વ પણ તેમાં ઉમેરાશે !!'

ચારેય શ્રેષ્ઠીઓ જવાબ સાંભળી મૂંગા થઈ ગયા. એમનો ઠાઠ એમને શરમાવવા લાગ્યો.

પછી તો ચારેય શ્રેષ્ઠીઓ ઘણી જ સાદાઈથી આચાર્યની વાણીનું પાન કરવા નિયમિત ઉપાશ્રયમાં જવા લાગ્યા. વ્યાપાર ધંધામાં જ રાત દિવસ રચ્યા પચ્યા રહેતા આ શ્રેષ્ઠીઓને એમનો ઉપદેશ રુચ્યો. આચાર્ય પણ એમનામાં રહેલી શક્તિઓ પારખે છે. દરિયો ખેડનાર આ સાહસિકોને મન બધુંય તુચ્છ

હતું મહાસાગરોના મોજાં વીંધી અંધારા ખંડોમાં ઊતરવું અને ત્યાંની ધરતી ખૂંદી જોઈતી ચીજવસ્તુઓથી વહાણો ભરી લાવવા એ એમનું રોજનું સાહસ હતું. વ્યાપાર માટે ખંડે ખંડે ભટકવું એ એમનો શોખ હતો. આવા શ્રેષ્ઠીઓને ઉપાશ્રયમા આવતા કરી દેવા એ કામ મુશ્કેલતો હતુંજ પણ કલ્યાણસાગરજીની બહુમુખી પ્રતિભાએ એ કાર્યને સરળ બનાવી દીધું. ચતુર આચાર્યે જાણી લીધું કે દરિયો અહીંના લોકોના જીવનમાં ઓતપ્રોત થઇ ગયો છે એટલે તેમણે દરિયાને દૃષ્ટિબિન્દુમાં રાખી ઉપદેશ આપ્યોઃ

'આ સંસાર અપાર મહાસાગર જેવો છે. તેમાં પાર વિનાનું દુઃખરૂપી જલ ભરેલું છે. કષાયોરૂપી મોજાંઓથી તે ઊછળી રહેલો છે અને વિલાસિનીઓના ભોગોરૂપી જળચર જંતુઓથી વ્યાપેલો છે. તેમાં વેળુનાં કાંકરાઓની પેઠે નાસ્તિકવાદ આદિ અનેક ધર્મો ચોતરફ વિખરાયેલા છે, કે જેઓ ઉપરથી મનોહર દેખાતા હોવા છતાં નિઃસારપણાથી પ્રસિદ્ધ છે કાંકરા સમાન નિઃસાર ધર્મોમાં રત્નની બુદ્ધિ લાવીને અજ્ઞાનીઓ નિરંતર તેનો આદર કરે છે. પરંતુ કાતિલ વિષ જેવા વિષયોના દુઃખથી વ્યાકુલ થઇ તેઓ અંતે તો દુઃખ જ પામે છે.'

'પરંતુ જેણે વિવેકરૂપી મનોહર, નિર્મળ અને ઉત્તમ ચક્ષુ મેળવેલા છે તથા તે ચક્ષુઓમાં જેણે સદ્‌ગુરુના વચનોરૂપી અંજન આંજેલું છે તે માણસ આ સંસારરૂપી મહાસાગરમાં રહેલા જિનેશ્વર પ્રભુના ઉત્તમ શાસનરૂપી કૌસ્તુભ રત્નને જોઈ શકે છે.'

જૈનદર્શન વિષે વિશદ છણાવટ કરીને આચાર્યે તીર્થોનું મહાત્મ્ય સમજાવ્યું.

'ભાવ ભવ્યજનોને સંસારસમુદ્રથી તારનારો તથા દુર્ગતિને નિવારનારો માન્યો છે. તીર્થયાત્રા કરનારો માણસ ભાવથી જ મોક્ષ મેળવે છે.'

'વળી જે ભવ્ય આત્માઓ ચતુર્વિધ સંઘ સહિત તીર્થયાત્રા કરે છે તેઓને આ સંસારસમુદ્રથી તરી ગયેલા જ જાણવા.'

'આ જગતમાં સંઘની ઉત્તમ ભક્તિ માટે ઉપયોગમાં લીધેલું, તેમજ જિનેશ્વર પ્રભુની ઉત્તમ ભક્તિથી પવિત્ર થયેલું ધન જ સફળ કહેવાય છે.'

અમરસાગરસૂરિએ કલ્યાણસાગરસૂરિજીની આ ઐતિહાસિક વ્યાખ્યાનવાણીને વર્ધમાનપદ્મસિંહશ્રેષ્ઠીચરિત્રમાં શબ્દદેહ આપ્યો છે. એના ઉપરથી આચાર્યશ્રીનું અપૂર્વ વાક્ચાતુર્ય પ્રદર્શિત થાય છે, એટલું જ નહિ પણ એમનું માનસશાસ્ત્રનું અગાધજ્ઞાન આપણને કુતૂહલ ઉપજાવ્યા વિના રહેતું નથી. એમના પ્રતિભાશાળી વ્યક્તિત્વે, એમની વાણીએ અને એમના જ્ઞાને જે અસર પાડી હશે એમાં અનેકગણો ઉમેરો કર્યો હશે એ નિઃશંક છે. દેવસાગરજીએ તેમણે લખેલા પત્રમાં એક જગ્યાએ કલ્યાણસાગરજીને अनेकश्रुतरत्नांकम् बोधिमार्ग-प्रदर्शकम्–'અનેક શ્રુતરત્નના ધારક બોધિમાર્ગના પ્રદર્શક' તરીકે વર્ણવ્યા છે તે અહીં યોગ્ય લાગે છે.

આચાર્યના મુખેથી શત્રુંજયતીર્થનું મહાત્મ્ય સાંભળીને શ્રોતાજનો પ્રભાવિત થયા. તેઓ શત્રુંજય વિષે પોતાનું

વક્તવ્ય હજી પૂરું કરે ન કરે ત્યાં તો વર્ધમાનશાહે સભામાં ઊભા થઇ બે હાથ જોડી આચાર્યશ્રીને સંબોધન કરીને કહ્યું, 'દેવ, આપનું ઉપદેશામૃત આ કર્ણરૂપી પડીઆથી પીને મારા તૃષાતુર હૃદયને અપૂર્વ શાંતિ થઇ છે. આપના મુખેથી શ્રી શત્રુંજયતીર્થનો અપાર મહિમા સાંભળી મારી સંઘસહિત ત્યાંની યાત્રા કરવાની ઇચ્છા થઇ છે, તો ભગવન્ આપ એ સંઘમાં પધારો એવી મારી નમ્ર પ્રાર્થના છે.'

એમની ઇચ્છાને અનુમોદન આપતા કલ્યાણસાગરજી બોલ્યા, 'શ્રેષ્ઠીવર્ય તમને ધન્ય છે. તીર્થનાયક ઋષભદેવ પ્રભુના ચરણકમલથી શોભતા તીર્થાધિરાજને વાંદવાના તમારા મનોરથતરુ સફળ થાઓ.'*

જગતે તવંગરો ઘણાં જોયા છે. પણ તવંગર દિલના પુરુષો તો કોઇક જ જોયા હશે. તવંગર દિલના આ વિરલ પુરુષને જોઇ આચાર્યનું હૈયું આનંદથી પુલકિત થઇ ગયુ.

* વર્ધમાનપદ્મસિંહશ્રેષ્ઠીચરિત્ર.



## [૧૪]

આચાર્યશ્રી કલ્યાણસાગરની અનુમતિ મળતા જ વર્ધમાનશાહે અને પદ્મસિંહશાહે દેશદેશાવરમાં સંઘમાં પધારવા માટે વિનંતિ પત્રિકાઓ મોકલાવી દીધી.

સંવત ૧૬૫૦ માં ભદ્રાવતિથી પ્રયાણ કરી સંઘે જામનગર પાસે આવેલા નાગના બંદરમાં પડાવ નાખ્યો. સંઘની ખરેખરી શરુઆત નાગના બંદરથી જ થવાની હતી. કારણ કે દેશ-દેશાવરના યાત્રિકો ત્યાંથી એકત્ર થવાના હતા. સંઘની વ્યવસ્થાનો કાર્યક્રમ પણ નાગના બંદરમાં જ ઘડી કાઢવામાં આવ્યો હતો. કલ્યાણસાગરજી પોતાના વિશાળ શિષ્યસમુદાય સાથે કચ્છનું રણ ઓળંગી સંઘમાં નાગનાથી જ જોડાયા હતા. નાગના બંદરમાં જ વિશાળ સંઘની જવાબદારીઓ આગેવાન વ્યક્તિઓને સોંપવામાં આવી. તંબુઓની જવાબદારી પદ્મસિંહશાહના વડિલ પુત્ર શ્રીપાલને શિરે આવી. વર્ધમાન-શાહના જ્યેષ્ઠપુત્ર વીરપાલને અનાજ, કઠોળ અને ઘીની વ્યવસ્થા સોંપવામાં આવી. સંઘને જમાડવાની બધી વ્યવસ્થા કરવાનું કાર્ય ચાંપશીશાહ અને રાયશીશાહને ફાળે આવ્યું. આમ સંઘની નાની મોટી બધી જવાબદારીઓ ભિન્ન ભિન્ન વ્યક્તિઓને સોંપવામાં આવે છે.

નાગના બંદરને સંઘનું પ્રયાણસ્થાન બનાવવાનું એક ઐતિહાસિક કારણ પણ હોઈ શકે. જામરાવળને આશાપુરા માતાએ શ્રાપ દીધો કે તેં મારા સોગન ખાઈને હમીરજીનું ખૂન કર્યું છે માટે કચ્છમાંથી તારૂં અન્નજળ ખૂટી ગયું છે. પણ સામે કાંઠે તું જા તો હું તને સહાય કરીશ. દેવીના વચન અનુસાર જામરાવળ કચ્છ છોડી સૌરાષ્ટ્રમાં આવે છે. અને જેઠવાઓના તાબાનું નાગનાબંદર સૌ પ્રથમ લઈ મહાન્ રાજ્યની સ્થાપના કરે છે. પોતાના પૂર્વજ હાલાના નામને અમર કરવા તેણે જીતેલા મુલકને તે હાલાર તરીકે ઓળખાવે છે. નાગના બંદરની પાસે જામરાવળે સંવત ૧૫૯૯ માં નવાનગર શહેર વસાવ્યું. આમ જેમ નાગના બંદરને જીતીને જામરાવળે ઉત્તરોત્તર સફળતા મેળવી તેમ સંઘનું શુભપ્રયાણ એ ભૂમિથી કરવામાં આવે તો તેને પણ એવી જ સફળતા મળે. સંઘપતિઓને તે વખતે ખબર નહિ હોય કે એક દિવસ ભદ્રાવતિ મૂકીને તેમને નાગના બંદરને પોતાના વ્યાપારનું બંદર સ્વીકારવું પડશે.

પટ્ટાવલીકાર જણાવે છે કે બન્ને સંઘપતિઓ જામનગરના મહારાજા જામ જશવંતસિંહજીને સન્માનવા રાજમહેલમાં આવ્યા અને સોનામહોરોથી ભરેલું પાત્ર, આભૂષણો અને ચીની રેશમનાં પોશાક વિગેરે નજરાણામાં આપ્યા. જામ જશવંતસિંહજી એમની ઉદારતાથી અત્યંત ખુશ થયા અને બન્ને સંઘપતિઓને કાંઈક માગવાનું જણાવ્યું.

જામનો આગ્રહ જોઇ સંઘપતિઓએ સંઘના રક્ષણ માટે એકસો સશસ્ત્ર સુભટો માગ્યા. સંઘપતિઓની માગણી સાંભળી

રાજા અત્યંત ખુશ થયો અને તેણે એકસો સશસ્ત્ર સુભટો આપવા મંત્રીને તરત જ આજ્ઞા કરી.

અહીં એક વાતનો ખુલાસો ખૂબજ જરૂરી છે. જશવંતસિંહજીના પિતા સતાજી વિદ્યમાન હતા. તો પછી પટ્ટાવલીના કર્તાએ જશવંતસિંહજીને જામનગરના મહારાજા તરીકે કેમ વર્ણવ્યા હશે ? ' સોરઠી તવારીખ ' માં દીવાન શ્રી રણછોડજીનું વિધાન અહીં ઉપયોગી થશે. તેઓ નોંધે છે કે ભુચરમોરીના યુદ્ધ પછી જામ સતાજીને જામનગર પાછું મળ્યું, પરંતુ ત્યાં પાદશાહી અમલદાર રહેતો અને જામ સતાજીને તેની આજ્ઞા પ્રમાણે ચાલવું પડતું. આ દુઃખ દૂર કરવા તેઓ જશવંતસિંહજીને ગાદીએ બેસાડી દિલ્હી ગયા અને ત્યાં પોતાના વિલક્ષણ અને પ્રતિભાશાળી વ્યક્તિત્વથી શહેનશાહ જહાંગીર ઉપર સારી છાપ પાડી તેમણે સંપૂર્ણ અધિકાર સંવત ૧૬૭૩ ના ફાગણ સુદ એકમને દિવસે પ્રાપ્ત કર્યો. આ સંઘ નીકળ્યો એ વેળા સતાજી દિલ્હી હોવાથી રાજ્યગાદી એમના કુંવર જશવંતસિંહજીના હાથમાં હતી અને એટલે પટ્ટાવલીકારે જશવંતસિંહજીને જામનગરના મહારાજા કહ્યા છે. ' વિભાવિલાસ 'ના કર્તા જશવંતસિંહજીને દિલ્હી ગયા હોવાનું માને છે. પણ પટ્ટાવલીકાર અમરસાગરસૂરિજીના લખાણને સ્વીકારીએ તો એમનું વિધાન માન્ય રાખી શકાય નહિ.

સંઘપતિઓએ બીજું કાંઈ ન માગતા સશસ્ત્રસુભટો કેમ માગ્યા હશે ? આ પ્રશ્નનો જવાબ તે વખતની અંધાધૂંધી ભરેલી પરિસ્થિતિ જોતા સમજાશે. તે વખતનો ઇતિહાસ મુસ્લીમ હલ્લાઓથી ભરપૂર છે. ધર્મઝનૂની અન્ય ધર્મીઓના

આવા સંઘોને સાંખી ન શકે એ શકય છે. મુસ્લીમોની કનડગત પ્રત્યે તે વખતના જૈન અગ્રણીઓ કેટલા સાવધાન હતા એ વાત જામનગરના દહેરાસરની અંદર બાંધેલા ભોંયરાઓથી સમજાશે. જ્યારે મુસલમાનોના હલ્લાઓ આવે ત્યારે પ્રતિમાઓને આ ભોંયરામાં ભંડારી રાખવામાં આવતી અને હલ્લાખોરોના ચાલ્યા ગયા પછી એ પ્રતિમાઓની સ્થાપના કરવામાં આવતી. ઈ. સ. ૧૬૭૦ માં ઔરંગઝેબના પ્રીતિપાત્ર સુબા કુતુબુદ્દીન ખેશાગીએ જામનગર પર હલ્લો કર્યો ત્યારે ત્યાંના આગેવાન શ્રાવકોએ જિનપ્રતિમાઓને આ ભોંયરાઓમાં ભંડારી મંદિરોને તાળાં મારી દીધા. મુસલમાનોએ એ તાળાં તોડીને મંદિરોમાં ઘોડાનું ઘાસ ભર્યું. મુસલમાનોના ગયા પછી જામે બાસઠ વર્ષ સુધી આ મંદિરો બંધ રખાવ્યા. 'કલ્યાણસૂરિનો રાસ'ના કર્તા ઉદયસાગરજીના ઉપદેશથી ત્યાંના મંત્રી તલકશી લાલને એ તાળાં ખોલાવી અને મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવેલો.

કાઠીઓનું પ્રાબલ્ય પણ તે વખતે વિશેષ હતું. તેઓ મુખ્યત્વે લૂંટફાટ કરતા પણ પછી રાજ્ય પ્રાપ્ત કરવાની તેમની અભિલાષા જાગૃત થઇ. થાનમાં તેમનું મૂળ મથક હતું તેમાંથી તેઓ બહાર નીકળ્યા અને સૌરાષ્ટ્રમાં ઠેકઠેકાણે ફરી વળ્યા. તેમનું પરિબળ પછી તો એટલું બધું વધી ગયું કે મોટા મોટા રાજાઓને પણ એમની બીક લાગવા માંડી. તેઓ પોતાના રાજ્યમાં લૂંટફાટ ન કરે અને પ્રજાને ત્રાસ ન આપે એ શરતે મોટા રાજ્યો તરફથી એમને અમુક ગામોની જાગીર પણ મળવા લાગી.

આવી પરિસ્થિતિમાં સંઘપતિઓએ રાજા પાસેથી ચુનંદા સુભટો જ માગ્યા એમાં એમણે ખરેખર દૂરંદેશી બતાવી છે. સંઘો લૂંટાઇ જવાના દાખલાઓ ખ્યાલમાં રાખીને એમણે આ માગણી મૂકી એ એમનામાં રહેલી કુનેહ દાખવે છે. જશવંતસિંહજી પણ ઓછા ઉતરે એવા નહોતા. જામનગરને રિદ્ધિસિદ્ધિથી ભરી દેવાના સોણલાં રચનાર એ મહાન રાજવીએ વળતું વચન માગી લીધું કે—

> व्यापारार्थं त्वमत्रैव पुरं मे वसनं कुरु ।
> अतः परं च सिद्धाद्रिं कृतयात्र समागतः ॥
> अर्धशुल्कंप्रमुक्तं त्वां करिष्ये सर्वदाप्य हं ।
> ततो यास्यति वृद्धिं ते व्यापारोऽत्र हि कच्छतः ॥×

હવેથી સિદ્ધગિરિની યાત્રા કરીને આવ્યા બાદ તમારે મારા આ નગરમાં વ્યાપાર માટે નિવાસ કરવો. વળી હું હમેશ માટે તમારી અર્ધી જકાત માફ કરીશ અને તેથી કચ્છ કરતા અહીં તમારો વ્યાપાર ખરેખર વૃદ્ધિ પામશે.

વર્ધમાનશાહે જામને નજરાણું ધર્યું અને એમનું યથોચિત સન્માન પણ કર્યું પણ આ પ્રશ્નનો જવાબ વ્યાપારપટુ પદ્મસિંહશાહ જ આપી શકે એમ હોવાથી એમણે પદ્મસિંહ શાહની સામે જોયું. પદ્મસિંહ સમજી ગયા તરતજ તેમણે કહ્યું, 'રાજન્ આપની આજ્ઞા અમારા મસ્તક પર મુકુટ સમાન છે'*

---

× वर्धमानपद्मसिंहश्रेष्ठीचरित्रम् ।

* पद्मःसिंह सहालोच्य बंधुना विनयान्वितः ।
जगौ राजंस्तवादेशोऽस्माकं मौलिकिरीटकः ॥

—वर्द्धमानपद्मसिंहश्रेष्ठीचरित्रम् ।

પદ્મસિંહશાહનું વચન સાંભળી જામ ખુશ થયો. બન્ને ભાઈઓને તેણે ઉત્તમ પોષાકની પહેરામણી આપી તેમનું બહુમાન કર્યું. જામનગરને પશ્ચિમ ભારતનું મહાનગર બનાવવાનું જામરાવળનું સ્વપ્ન સિદ્ધ કરવા બધાયે રાજવીઓએ પ્રયત્નો કરેલા. સૌ રાજ્યની હદ વધારતા ગયા પણ વ્યાપાર વાણિજ્ય વિનાના એમના વિસ્તૃત રાજ્યમાં નૂર દેખાતું નહોતું. જામ પાસે સુંદર રાજધાની હતી, વિશાળ રાજ્ય હતું, સુદૃઢ સૈન્ય હતું, મહાલયો હતા, મહાસરોવરો હતા, મહામંત્રીઓ હતા, બધું હતું. પણ એક બંદર નહોતું—કોટિધ્વજ ધનિકો અને વ્યાપારપટુઓ—વણિકો નહોતા. દેશપરદેશની સમૃદ્ધિને હાલારમાં લાવી શકે એવા સાહસિક વ્યાપારીઓની જામ રાહ જોતો હતો. વ્યાપારવાણિજ્ય વિનાના આ મહાન રાજ્યમાં બધાને કાંઈક ઉણપ દેખાતી હતી. જામનગરની રાજકીય મહત્તા વર્ધમાનશાહ અને પદ્મસિંહશાહે જામનગરમાં બંધાવેલા ભવ્ય જિનાલયની સૌભાગ્યસાગરજીએ રચેલી શિલાપ્રશસ્તિ પરથી સ્પષ્ટ થશે.

सौराष्ट्रनाथः प्रणति विधत्ते ।
कच्छाधिपो यस्य भयात् बिभेति ॥
अर्धासनं यच्छति मालवेशो ।
जीयाद्यशोजित् स्वकुलावतंसः ॥

સોરઠદેશનો રાજા જેમને નમસ્કાર કરે છે, કચ્છનો રાજા જેના ભયથી ડરતો રહે છે તથા માલવાનો રાજા જેને પોતાનું અર્ધું આસન આપે છે એવા પોતાના કુળમાં મુકુટ સમાન જામ જશવંતસિંહજી જય પામો.

આવા મહાન રાજ્યના અધિપતિને પણ કોટિધ્વજ શ્રેષ્ઠીઓ પાસે આટલું વચન માગવું પડયું હતું એ રાજાની પોતાની પ્રજાનો ઉત્કર્ષ સાધવાનો અને પોતાનું રાજ્ય કેમ વધુ ને વધુ સમૃદ્ધિ પામે અને આબાદ બને એવો અભિલાષ દર્શાવે છે.

અહીં અમરસાગરજીના અને ઉદયસાગરજીના અહેવાલમાં થોડોક ફરક જણાય છે. 'કલ્યાણસાગરસૂરિનો રાસ'મા ઉદય-સાગરજી જણાવે છે—

> ભૂપતિ વિનવે શેઠને રહેજો કરી તુમ વાસ.
> અહીં અમારા નગરમાં દેશું તુમ આવાસ,
> કચ્છ થકી અરધું અહીં લેશું અમ તુમ દાણ,
> કરજો વિધવિધ જાતના વ્યાપારો ભરી વ્હાણ.

રાજાએ રહેવાની કે વ્યાપારધંધા માટેની જગ્યા પણ આપવાનું બન્ને શ્રેષ્ઠીઓને કહ્યું હોવાનું ઉદયસાગરજી વધુમાં આપણને કહે છે. પણ કર બાબતમાં બન્ને ગ્રંથકર્તાઓના અભિપ્રાયો જુદા પડે છે. અમરસાગરજી અડધી જકાત માફ કરવાનું રાજાએ કહ્યું હોવાનું જણાવે છે, જ્યારે ઉદયસાગરજી કચ્છથી અડધું દાણ લેવાનું નોંધે છે. અહીં કચ્છમાં અને જામનગરમાં સરખું દાણ લેવાતું હોય એમ સ્વીકારીએ તો આ બન્ને ગ્રંથકર્તાઓના વિધાનો સાચા માની શકાય.

કહેવાય છે કે પ્રભાતે જામ પગે ચાલીને સંઘને થોડેક સુધી વળાવવા ગયેલો. આ વખતે કલ્યાણસાગરજી સાથે એમની પહેલી મુલાકાત થયેલી. ભારતીય સંસ્કૃતિના રક્ષણ માટેની કલ્યાણસાગરજીની ઉચ્ચ ભાવનાથી જામ અત્યંત પ્રભાવિત થયો. આચાર્યને જામનગર પધારવા જામે અત્યંત

આગ્રહ પણ કર્યો. જામશત્રુએ જે ટેકથી જામનગરના રાજ્યનો પાયો નાખ્યો એ ટેક જાળવી રાખવા આચાર્યે જામને ભાર પૂર્વક સમજાવ્યું. આના જવાબમાં જામે ભારતીય સંસ્કૃતિના ઉત્થાન માટે બનતું બધું કરી છૂટવાનું વચન આપ્યું. એના વચનને અનુમોદન આપતા આચાર્ય બોલ્યા—

यत्प्रतापाग्निसंताप संतप्त इव तापनः।
निर्मांति जलधौ नित्य मुन्मज्जननिमज्जने ॥*

જે જશવંતસિંહજીના પ્રતાપરૂપી અગ્નિના તાપથી જાણે તપી ગયો હોય નહિ એવો સૂર્ય હમેશા સમુદ્રમાં ડૂબકીઓ મારે છે.

બરાબર એજ સમયે નદીની સામી બાજુએથી રવિદેવ જાગ્યા. જાણે પાણીમાંથી નીકળતા ન હોય એવું દશ્ય જોઇ જામ જશવંતસિંહજી આચાર્ય શ્રી કલ્યાણસાગરસૂરિજીના વાક્ચાતુર્યથી ખરેખર આશ્ચર્ય પામ્યા અને એમને નમી પડ્યા.

વિહંગોએ કલશોરથી આખું વાતાવરણ ઉભરાવી દીધું!!

* પદ્મસિંહશાહે શત્રુંજયગિરિપર બંધાવેલા જિનપ્રાસાદની શિલાપ્રશસ્તિ—શ્લોક ૫.



[ ૧૫ ]

'અંચલગચ્છની પટ્ટાવલી'માં 'કલ્યાણસાગરસૂરિનો રાસ'માં કે 'વર્ધમાનપદ્મસિંહશ્રેષ્ઠીચરિત્ર'માં આ સંઘના વર્ણનો બહુ જ વિસ્તારથી આપવામાં આવ્યા છે. આનું કારણ એ છે કે જે વખતે ભારતની આધ્યાત્મિક સંસ્કૃતિના ઘોડપૂરો ઓસરતા જતા હતા, જે વખતે રજપૂતોએ પોતાની તલવારોને મુસ્લીમો આગળ નમાવી અને પોતાના રક્ષણ માટે પોતાની રાજકુમારીઓને મુસ્લીમ બાદશાહોને પરણાવી—અનેક રાજવીઓએ કુરાનના કલમાનો સ્વીકાર પણ કર્યો, એ વખતે આ ઐતિહાસિક સંઘે શત્રુંજયગિરિ જવા પ્રસ્થાન કર્યું એ ઘણી જ મહત્ત્વની બીના હતી. ડૉ. બુલ્હર જણાવે છે એમ જૈનો તીર્થંકરોની પ્રતિમાઓ જાહેર માર્ગમાં વરઘોડા સહિત ફેરવી શકતા નહિ. એ અરસામાં આ મહાન સંઘે સંસ્કૃતિના રક્ષણ માટે ખભેખભા મિલાવીને સાથે ઊભા રહેવા માટે પ્રજાને હાકલ કરી. શરુઆતમાં તો આ સંઘમાં જોડાવવા ઘણાંએ આનાકાની કરી હશે એ શક્ય છે. પણ જામ જશવંતસિંહ સમેત નાનાં મોટાં અનેક રજપૂત રાજવીઓએ અનુમોદન આપતા લોકો ઉત્સાહભેર આ સંઘમાં સામેલ થયા. સંઘ કેટલો વિશાળ હતો એનું ચિત્ર અમરસાગરસૂરિએ ફક્ત

એક જ શ્લોકમાં આપી દીધું છે—सितपटोरुनिकेतनकैश्च तैः पवनसंचलितैस्तु व्यराजत । प्रवरदुग्धसमुद्रतरंगकैरिव भृता वरबंदिरभूरियं ॥ "પવનથી ઉડતી શ્વેતતંબુઓની મનોહર ધજા પતાકાથી તે બંદરની ઉત્તમભૂમિ ક્ષીરસમુદ્રના મોજાઓથી જાણે ભરિત ન હોય તેમ શોભતી હતી."

પટ્ટાવલીકારના વર્ણન અનુસાર આ સંઘમાં નવ હાથી, નવસો ઘોડા, પાંચસો ઊંટ, એક હજાર ખચ્ચરો, પાંચસો રથ, સાતસો ગાડાં, વીસ વાદિત્રકારો, એકસો પચાસ તંબુ તાણવાવાળા, બસો રસોઇઆ, એકસો કંદોઇ, એકસો નાપિત, પચાસ નર્તકો, પચીશ કાંસીઆ, એકસો ભાટો, પચાસ સુથાર, પચાસ લુહાર, પચાસ દરજીઓ, બસો મુનિઓ તથા ત્રણસો સાધ્વીઓ સહિત પંદર હજાર માણસો હતા. વર્ધમાનપદ્મસિંહ-શ્રેષ્ઠીચરિત્રમાં તથા કલ્યાણસાગરસૂરિના રાસમાં પણ આ વર્ણનનું બહુધા પુનર્લેખન કરવામાં આવ્યું છે. વર્ધમાન-પદ્મસિંહ શ્રેષ્ઠીચરિત્રમાં એક જગ્યાએ અમરસાગરસૂરિ નોંધે છે કે—पक्वन्न निष्पादककांदवीय शतं प्रमाणप्रमितं मयैकम् । આનું ભાષાંતર 'પકવાન બનાવનાર એકસો કંદોઇ મેં ગણ્યા હતા એમ કરી પંડિત લાલને એક ગૂંચવાડો ઊભો કર્યો છે. ભાષાંતર વાંચનાર પર એવી છાપ પડે છે કે આ સંઘમાં અમરસાગરસૂરિ હાજર હતા. પણ ખરી રીતે તો આ સંઘ પછી લગભગ ચૌદ વર્ષ પછી સંવત ૧૬૬૪ માં એમનો જન્મ થયેલો. સંઘપતિઓએ તે પછી સંવત ૧૬૭૪ માં શત્રુંજયનો બીજો સંઘ કાઢેલો તે વખતે પણ આ ગ્રંથકર્તા હાજર નહોતા. અહીં શક્ય છે કે કલ્યાણસાગરજી કે રત્નસાગરજીને મુખેથી

એમણે સંઘની વાતો સાંભળી હોય અને મીઠાઈ બનાવનારોનું એ ઉપરથી પ્રમાણ કાઢયું હોય, કારણ કે એમણે વિચારીને જ પ્રમાણપ્રમિતં શબ્દ યોજયો છે.

ઉદયસાગરસૂરિ સંઘની રચનાનું વર્ણન કરતા કહે છે કે સંઘની મોખરે પચાસ સશસ્ત્ર સુભટો ચાલતા હતા. તેમની પાછળ એક રૂપાનો રથ હતો જેમાં વર્ધમાનશાહની નવપરણેતર પત્ની નવરંગદે* તથા પદ્મસિંહશાહની પત્ની કમલાદેવી બેઠા હતા. નવરંગદેના હાથમાં સુવર્ણનો થાળ હતો જેમાં નવઅંગુલિના પ્રમાણવાળી શ્રી શાંતિનાથ પ્રભુની સુવર્ણની પ્રતિમા હતી. કમલાદેવીએ પોતાના હાથમાં રત્નોથી જડેલો લામણ દીવડો ધારણ કર્યો હતો.

રથનું વર્ણન કરતા ઉદયસાગરજી કહે છે—

પછી રજતતણો રથ સોહે, જેને દેખી જનમન મોહે.
તસ માથે કનકકુંજ ઝલકે, જાણે સૂર્ય વૈતાઢયે ચળકે.
ઉપર કસબી પતાકા ફરકે, જાણે નાચે હરખ ઉમળકે.
જોતરિયા બે તાસ તુરંગ, જાણે દિનકરે અર્પ્યા ઉમંગ.

નવરંગદેનું વર્ણન કરતાં તેઓ આગળ જણાવે છે—

નામે નવરંગદે છે ઉદાર, જેના ભાગ્ય તણો નહિ પાર.
પાયે તસ કનક નુપૂર, જેમાં જડીઆ હીરા ભરપૂર.
કટિતટ પર મેખલા સારી, શુદ્ધ કંચનની મનોહારી.
તેમાં જડીઆ રત્ન બહુમૂલ, મૂલ્ય તેહનું જાણે અતુલ.
નિર્મલ મુક્તાફલની માળા, તસ કંઠે સોહે છે વિશાલા.

---

* વર્ધમાનશાહની પહેલી પત્ની વન્નાદેવી સંવત ૧૬૪૨ માં સ્વર્ગે ગયા પછી તેમણે બીજું લગ્ન કરેલું.

જાણે રત્ને જડ્યા તસ હાથ, શોભે કંકણ માણિક સાથ.
સેર હીરા તણી તસ ભાલ, જાણે ભાનુમાલા સુવિશાળ.
કાને કુંડળ રતને જડીઆ, જાણે ઇન્દુ બે જંબુના મઢીઆ.
જાણે ઇન્દ્રતણી ઇન્દ્રાણી તેહ, આવી તિહાં ગુણખાણી.
હીરલા તણી વીંટીઉં ઝળકે, કર આંગળીએ તસ ચળકે.
નાકે નથઠી નમણી સોહે, મોતી હીરા તણી મન મોહે.
વચ્ચે ભાલમાં હીરાનો ચંદ, જાણે પૂનમેન્દુ ઉગ્યો અમંદ.
તસ અંગે રેશમ તણી સાઠી, જેમાં ભાત સોનેરી પાઠી.
તસ રતને ભરી છે કિનારી, જાણે રતનાકરની કુમારી.

કમલાદેવીનું વર્ણન ઉદયસાગરજી આ પ્રમાણે કરે છે—

આવે પદ્મસિંહ તણી નાર, જેના હરખ તણો નહિ પાર.
જેનું રૂપ જોઇ ગઈ રંભા, સ્વર્ગે મન પામી અચંબા.
મહાબુદ્ધિ નિહાળી તાસ, સરસ્વતી રહે બ્રહ્મની પાસ.
વય ઉચિત સજી શણગાર, તેહ બેઠા તે રથ મોઝાર.

આ રથની પાછળ એક બીજો રથ ચાલતો હતો જેમાં શેઠના ચારે પુત્રોની ચારે વહુઓ વિવિધ અલંકારો અને પરિધાનોથી સજ્જ થઇને બેઠેલી હતી.

પુત્રવધૂ તેમાં ચારે બેસે, શોભે શૃંગાર શુભ વેશે,
શોભે જાણે દેવાંગના આવી, લેવા સંઘને પ્રેમે વધાવી.

આ રથની પાછળ એક ઘોડેસ્વાર રણશીંગાના અવાજથી સમસ્ત વનને ગજાવતો ચાલતો હતો. તેની પાછળ વર્ધમાનશાહના વીરપાલ અને વીજપાલ નામના બે પુત્રો તથા પદ્મસિંહશાહના શ્રીપાલ અને કુરપાલ નામના પુત્રો ઘોડા ઉપર ઢાલ તલવાર આદિ શસ્ત્રો ધારણ કરી બિરાજ્યા હતા.

ચારે જાત્ય તુરંગ પર, બેઠા મન ધરી નેહ.
જાણુ આવ્યા ઇન્દ્રના સેનાપતિઉં તેહ.
સોહે ઢાલો પીઠપર, મઢી કનકે કિનાર.
વચ્ચે વચ્ચે રત્નો જડયાં, ચળકે તેજ અપાર.

એમની પાછળ સંઘપતિના બે હાથી હતા. હાથી પર બિરાજતા પહેલા બન્ને સંઘપતિઓએ કલ્યાણસાગરસૂરિને સોનાની પાલખીમાં બિરાજવા માટે આગ્રહ કર્યો પણ આચાર્ય સ્પષ્ટ શબ્દોમાં જણાવી દે છે—

શ્રમણોપાસક તમો સમજુ ઘણાં, પારખો કથીર ને હેમ,
વિચરે સંજમધારી મુનિવરા, મૂકી સઘળો રે મોહ;
નિજ ચરણે ઇર્યાવહી સાચવી, સમગણે કંચન લોહ.

પણ સંઘપતિઓ હાથીપર ચડતા અચકાય છે. પુનઃ તેઓ વિનંતિ કરે છે પણ એમનું માન રાખવા આચાર્ય પોતાની પાસે રહેલું એક પુસ્તક એ સોનાની પાલખીમાં મૂકે છે. આ પ્રસંગ ધર્મમૂર્તિસૂરિએ વાર્તારૂપે કહેલા અજીતસિંહસૂરિના બાદશાહી ઠાઠ સાથે સરખાવવા જેવો છે. કલ્યાણસાગરજીને એમના એ બાદશાહી ઠાઠનું અને સંઘ લૂંટાઈ જવાનું ચિત્ર નજર સમક્ષ તરી આવ્યું હશે, કારણ કે એ પ્રસંગે એમના બાળમાનસ ઉપર ઊંડી અસર પાડી હતી.

પાલખીમાં આચાર્યે પોથી મૂકી એટલે બન્ને સંઘપતિઓ હાથીપર બિરાજ્યા. એમના હાથીનું વર્ણન ઉદયસાગરજીના શબ્દોમાં સાંભળવા જેવું છે—

મદ ઝરતા નવ ગજ તિહાં, ચાલે મલપતી ચાલ.
બેઉ બાજુએ જેહની, વાજે ઘંટા વિશાલ.

દંતશૂલો છે જેહના, લાંબા અતિરે વિશાલ.
માંહે ચમકતી ચૂડીઉં, સિંદૂર રંગીત ભાલ.
અંગે છે વળી જેહની, ઉઢાડી જરિયન ઝૂલ.
સૂરજ તેજે અતિ ચમકતી, કોણ કરે તસ મૂલ ?

અહીં એક પ્રશ્ન થાય છે કે દોઢસો વર્ષ પછી રચેલા 'કલ્યાણસાગરસૂરિનો રાસ'માં ઉદયસાગરજીએ આ સંઘના વિસ્તારપૂર્વક વર્ણનો કલ્પનાનો આશ્રય લઈને કર્યા હશે ? આપણે જોયું કે પટ્ટાવલીકાર તથા શ્રેષ્ઠીચરિત્રના કર્તા અમરસાગરસૂરિ પણ આ સંઘમાં નહોતા. તો પછી આ વર્ણનોને પ્રમાણભૂત કેમ ગણી શકાય ?

એના ખુલાસામાં આ પ્રસંગ જાણવા જેવો છે.

કલ્યાણસાગરજીથી ચોથી પેઢીએ થયેલા ઉદયસાગરસૂરિ વિહરતા માંડવી બંદરે પધારે છે ત્યારે કચ્છ રાજ્યના મુખ્ય કારભારી વલમજીશાહ—જેઓ વર્ધમાનશાહના પ્રપૌત્ર થાય—આચાર્યને વર્ધમાનપદ્મસિંહશ્રેષ્ઠીચરિત્ર સંભળાવવા વિનંતિ કરે છે. ઉદયસાગરજીએ એક મહિના સુધી આ ચરિત્ર વ્યાખ્યાનમાં સંભળાવ્યું. એ સાંભળી વલમજીશાહના ધર્મપત્ની કુંવરબાઈએ એમને કહ્યું—'દેવ, અમારા પૂર્વજો પર કલ્યાણસાગરસૂરિજીના ઘણાં ઉપકારો છે. તો તેમનું ચરિત્ર પણ રચો. આપે સંભળાવેલું ચરિત્ર સંસ્કૃતમાં હોવાથી અમે સમજી શકતા નથી, તો કલ્યાણસાગરસૂરિનું ચરિત્ર ગુજરાતીમાં જ લખજો !' કુંવરબાઈની વાત ઉદયસાગરસૂરિને ગમી ગઈ. ઉદયસાગરજીના કહેવાથી લાલનવંશના કુલગુરુ મોહનરૂપજી તથા કુંનડજી ચારણને વલમજીએ તેડાવ્યા અને તેમની પાસેથી તેમના

પૂર્વજોએ રચેલી કૃતિઓની માગણી કરી. મોહનરૂપજીએ તેના પૂર્વજ સુંદરરૂપે રચેલો 'વર્ધમાન પ્રબંધ' નામનો ગ્રંથ તથા કુંનડજી ચારણે તેના પૂર્વજ મેરૂજીએ રચેલ કવિતોની પોથીઓ હાજર કરી. કવિ સુંદરરૂપ તથા ચારણકવિ મેરૂજી બન્ને સંઘમાં હાજર હતા અને તેમણે સંઘનું વિસ્તૃત વર્ણન પોતાની કૃતિઓમાં કર્યું હતું. તેમની કૃતિઓને આધારે ઉદયસાગરજીએ કલ્યાણસાગરસૂરિનો રાસ રચ્યો છે. આ વાતનો ખુલાસો ઉદયસાગરજીએ ગ્રંથપ્રશસ્તિમાં કર્યો છે—

> વાંચ્યો વર્ધમાનપ્રબંધ સુંદરરૂપે રચ્યો જે સબંધ,
> વાંચ્યા કવિતો મેરૂજીના તેમ ધરી અમોએ અધિક પ્રેમ.
> ઇમ પ્રબંધ કવિતોનો સાર અમે લખી લીધો મનોહાર,
> માંડયો રચવા મેં હવે રાસ ગુરુ કલ્યાણસાગરનો ખાસ.

આ ખુલાસાથી ફલિત થાય છે કે ત્રણે મુખ્ય ગ્રંથો કે જેને આધારે કલ્યાણસાગરજીના જીવનની માહિતીઓ ઉપલબ્ધ થાય છે તેના કર્તાઓ—જો કે સંઘમાં તેઓ હાજર નહોતા—તોયે તેમનું લખાણ, કવિ સુંદરરૂપજી અને ચારણ કવિ મેરુજી કે જેઓ સંઘપતિના ખાસ આગ્રહથી સંઘમાં હાજર રહ્યા હતા અને જેમણે આ ઐતિહાસિક સંઘના વર્ણનો પોતાની કૃતિઓમાં કર્યા હતાં—તેને અનુસરીને કે તેમના વર્ણનોનું પુનર્લેખન કરી તેમણે પોતાની કૃતિઓને પ્રમાણિત કરી છે. અને એટલે જ કલ્પનાની મદદથી નહિ પણ નજરો નજર જાણે સંઘ જોયો ન હોય એવા દૃઢ વિશ્વાસથી તેઓ એનું આટલું ઝીણવટભર્યું વર્ણન કરવા શક્તિશાળી બની શક્યા છે એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નહિ લાગે.

ચારણો અને ભાટો પર નિર્ધારિત થયો કે એવી કૃતિઓ માટે ડૉ. બુલ્હરનું કથન પણ યાદ રાખવું ઘટે છે. તેઓ જણાવે છે કે 'આ ચરિત્રો અને પ્રબંધો લખવાનો હેતુ એ હોય છે કે જે કોમ કે મતના તે હોય તેને ઉચ્ચ સ્થાન આપવું, જૈનધર્મની મહત્તા અને સત્તા સંબંધમાં તેમને પ્રતીતિ કરાવવી, સાધુઓને પ્રવચન કરવા માટે સુંદર વ્યાખ્યાન ગ્રંથો પૂરા પાડવા અને જ્યારે તેનો વિષય તદ્દન વ્યવહારિક હોય ત્યારે જાહેર પ્રજાને સુંદર ગમ્મત પૂરી પાડવી. આવા પ્રકારની પદ્યકૃતિઓ હમેશ બ્રાહ્મણોના સાહિત્યના નિયમ પ્રમાણે તૈયાર કરવામાં આવતી હતી અને તેમાં લેખકની કાવ્યચમત્કૃતિ અને વિદ્વત્તા બતાવવાનો પ્રયત્ન થતો. ગ્રંથના લેખકો આ દષ્ટિબિન્દુ ધ્યાનમાં રાખીને ગ્રંથ લખવાનું શરુ કરે ત્યારે સ્વાભાવિક રીતે છુટા રસમય બનાવોના સંગ્રહરૂપે જ પોતાનો ગ્રંથ બનાવે અને તે દ્વારા પોતાનો ઉદ્દેશ પાર પાડે. અને તેથી તેઓ પૂર્વકાળના બનાવોના મુદ્દાસરના હેવાલ કે જીવન-ચરિત્રો આપવા કરતા ઉક્ત પ્રકારના સંગ્રહગ્રંથો બનાવવા તૈયાર થાય. એવા લેખકો પોતાની કૃતિઓમાં ઝપાટાબંધ કૂદકા મારીને આગળ વધતા જાય છે અને ઘણી વખત ખાસ અગત્યના પ્રસંગો તદ્દન અંધારામા રાખે છે. એની સાથે જ તેઓ જે હકીકત પૂરી પાડે છે તેમાં જે કોમ અથવા મતના તેઓ હોય છે તેની ઇરાદાપૂર્વક આલેખાયેલી બાતની અસર તેમની કૃતિ ઉપર જણાઇ આવે છે અને બીજી કેટલીક જગ્યાએ કવિની અતિશયોક્તિ અથવા સર્જનશક્તિના ઉપયોગથી કૃતિને વધારે લહેજતદાર કરવાની રીતિ પણ ઘણી જગ્યાએ અભિવ્યક્ત

થાય છે. ચરિત્રો અને પ્રબંધોની ઐતિહાસિક કિંમત આંકવામાં આપણને એક બીજી પણ મુશ્કેલી નડે છે અને તે એ કે એ લેખકોએ પોતાની હકીકતો કયા મૂળમાંથી લખી છે તેની પ્રાપ્તિ થઇ શકતી નથી. ઘણું ખરું એનું મૂળ પરંપરાથી ચાલી આવતી કર્ણોપકર્ણ સાંભળેલી કથાઓ અથવા તો ભાટોની કિંવદંતીમાં હોય છે અથવા આશ્ચર્યકારક ઘટના યા આશ્ચર્યકારી વહેમની શ્રદ્ધામાં હોય છે. મધ્યકાળમાં આ વહેમો યુરોપીય પ્રજામાં હતા તેના કરતા વધારે ઊંડા હિન્દી પ્રજામાં ઊતરી ગયા હતા એમ કદાચ લાગે છે. આ કારણે ચરિત્રો અને પ્રબંધોની ઐતિહાસિક કિંમત કરવામાં મુશીબત પડે છે.'*

ડો. બુલ્હરનું આ આખું વિધાન સ્વીકારી શકાય એવું નથી, તો એને નકારી શકાય એવું પણ નથી. એમનું આ વિધાન આવગી ચર્ચા માગી લે તેમ છે, છતાં એમાં રહેલા નક્કર વિચારો આપણને ખૂબ જ ઉપયોગી છે એમ કહ્યા સિવાય ચાલે તેમ નથી. એમના આ વિધાનના પ્રકાશમાં કલ્યાણુસાગરજીના જીવનનો એક પ્રસંગ અહીં જોવો જરૂરી છે.

સંઘ સિદ્ધગિરિ પહોંચ્યો તે પહેલા માર્ગમાં એક મહત્ત્વનો પ્રસંગ બની ગયો.

સંઘે ભાદર નદીના કાંઠે પડાવ નાખ્યો. એ રાતે નિદ્રારહિત થયેલા કલ્યાણુસાગરસૂરિએ ભૈરવપક્ષીના યુગલનો નિષ્ઠુર

---

* શ્રી મોતીચંદ કાપડિયાઃ હેમચંદ્રાચાર્યઃ ( ડૉ. બુલ્હરના જર્મનગ્રંથનો અનુવાદ )

કલરવ સાંભળ્યો. આચાર્યે તરતજ તંબુના દરવાજા પાસે આવીને જોયું તો તે પક્ષીયુગલ વટવૃક્ષની બખોલમાંથી ઉડીને સંઘપતિના તંબુપર બેઠું અને ત્યાં કેટલોક સમય નિષ્ઠુર કલવર કરવા લાગ્યું. આ દૃશ્ય કંઇક વિઘ્ન સૂચવે છે એમ વિચારી આચાર્યે ગચ્છાધિષ્ઠાયિકા મહાકાલિનું સ્મરણ કર્યું. દેવીએ પ્રત્યક્ષ થઇને કહ્યું કે એ ભૈરવયુગલનો કલશોર સંઘપતિઓનું મૃત્યુ સૂચવે છે. એના ઉપાય માટે આચાર્યે વિનંતિ કરતા દેવીએ કહ્યું કે તમારે બન્ને સંઘપતિઓના હાથ ઝાલીને વિહાર કરવો. આપના પ્રભાવથી વિઘ્ન દૂર થશે. એટલું કહી દેવી અદૃશ્ય થયા.

પ્રભાતમાં કલ્યાણસાગરજી વિનયસાગરજી દ્વારા સંદેશો મોકલાવીને બન્ને સંઘપતિઓને પોતાની પાસે બોલાવે છે. બીજું કાંઇ ન કહેતા આચાર્યે તેમને અષ્ટમી હોઇને પૌષધ લઇ તેમની સાથે ચાલવાનું કહે છે. આચાર્યની વાત સાંભળી બન્ને ભાઇઓ પ્રથમ તો વિચાર કરતા થઇ જાય છે પણ આચાર્યમાં તેમને અડગ શ્રદ્ધા હોવાથી તેમના કહેવા પ્રમાણે વર્તે છે. દેવીના કહેવા પ્રમાણે આચાર્ય બન્નેના હાથ ઝાલીને ચાલે છે. આ દૃશ્યે સંઘમાં રહેલા પંદરહજાર નરનારીઓના મનમાં શંકાઆશંકાઓના વંટોળ જગાવ્યા. પણ આચાર્ય મૌન રહેવાનું ઉચિત સમજે છે. સંઘ થોડેક દૂર ગયો ત્યાં મોજલ નામના કાઠી રાજકુમારની એક હાથણી ભાદરમાં પાણી પીવા આવી. સંઘપતિઓનો હાથી એ હાથણી જોઇને કામાતુર થયો અને તે તરફ દોડ્યો. હાથણી ભયભીત થઇ ઝાડીમાં ભરાઇ ગઇ. હાથી પણ વેગથી તેની પાછળ પડ્યો. મહાવત

નીચે ગબડી પડ્યો. વટવૃક્ષની તોતીંગ ડાળી સાથે અથડાવાથી હાથીની પીઠ પર બાંધેલો સુવર્ણનો ઝરૂખો છૂંદાઇ ગયો પણ સદ્ભાગ્યે ઝરૂખાને બાંધવાની લોખંડની મજબૂત સાંકળો વડની શાખામાં વીંટળાઇ ગઇ. મદોન્મત થયેલો હાથી એનાથી મુક્ત થવા ગોળ ગોળ ફરવા લાગ્યો પણ છૂટવાને બદલે તે વધારે ભીંસમાં આવતો ગયો. લાગ જોઇ ચતુર મહાવતોએ તીક્ષ્ણ હથિયારોના પ્રહારો કરી એને કામરહિત કર્યો અને પુનઃ બંધનમાં લીધો. શંકાકુશંકા કરતા સંઘના બધા માણુસો વિચારવા લાગ્યા કે જો આચાર્યે વર્ધમાનશાહ અને પદ્મસિંહશાહને પૌષધવ્રત ન આપ્યું હોત તો–અને પોતાની સાથે ન રાખ્યા હોત તો તેમનું મૃત્યુ નક્કી જ હતું. બન્ને સંઘપતિઓની પત્નીઓએ આચાર્યને હીરામોતીથી વધાવ્યા. કવિઓએ એમની પ્રશંસાના ગીત ગાયાં.

પ્રસ્તુત પ્રસંગ આચાર્યના જીવનમાં મહત્ત્વપૂર્ણ ગણી શકાય. પણ વર્ધમાનશાહ અને પદ્મસિંહશાહના જીવનમાં તો એથીય વધુ મહત્ત્વનો હતો કારણ કે એમને આ પ્રસંગથી પુનર્જીવન જ જાણે મળી ગયું હતું. તો પછી વર્ધમાનપદ્મસિંહશ્રેષ્ઠીચરિત્રમાં તેના કર્તા અમરસાગરજીએ આ પ્રસંગ કેમ નોંધ્યો નહિ હોય? એમને આ પ્રસંગ સામાન્ય લાગ્યો હોય અને એટલે ન નોંધ્યો હોય એમ બને ખરું? સંઘપતિઓએ શત્રુંજયગિરિપર કઇ પૂજા ભણાવી, કેવા કેવા દાનો આપ્યા, રાયણવૃક્ષે તેમના પર વરસાવેલી ક્ષીરધારા, શત્રુંજયપર સંઘપતિઓએ મહાન જિનાલયો બંધાવવાના સેવેલા સ્વપ્નો અને તેમણે કરેલું ખાતમુહૂર્ત વિગેરે નાની મોટી હકીકતો જેમણે

વિસ્તારથી વર્ણવી છે એ માણસ આવી અત્યંત મહત્ત્વની વાત સામાન્ય ગણી ન નોંધે એ વાત બુદ્ધિગમ્ય નથી લાગતી.

પટ્ટાવલીમાં આ ગ્રંથકર્તાએ એ પ્રસંગ નોંધ્યો છે પણ ભૂલવું ન જોઈએ કે વર્ધમાનપદ્મસિંહશ્રેષ્ઠીચરિત્ર એમણે સંવત ૧૬૯૧ માં રચ્યું છે જ્યારે પટ્ટાવલી એમણે સંવત ૧૭૪૩ માં લખી છે, એટલે કે શ્રેષ્ઠીચરિત્ર લખાયા પછી પાંચ દસકા બાદ તેમણે પ્રસ્તુત પ્રસંગ પટ્ટાવલીમાં વર્ણવ્યો છે. જગડુશાહની વિજ્ઞપ્તિથી કલ્યાણસાગરસૂરિએ અમરસાગરસૂરિને શ્રેષ્ઠીચરિત્ર લખવા માટે આદેશ આપ્યો અને અમરસાગરજીએ પોતાના માટે કહ્યું છે તેમ 'શ્રી કલ્યાણસાગરજીની પાટરૂપી ઉત્તમ ઉદયાચલ પર્વત પર દેદીપ્યમાન કાન્તિના સમુહથી સૂર્ય સરખા કવીશ્વર અમરસાગરસૂરિજી' એ ગ્રંથ ગુરુ કૃપાથી પૂર્ણ કરી પદ્મસિંહશાહને વાંચવા આપ્યો. પદ્મસિંહશાહે આ ગ્રંથ વાંચીને સંપૂર્ણ સંતોષ વ્યક્ત કર્યો. આ પરિસ્થિતિ ધ્યાનમાં લઈએ તો સ્વાભાવિક રીતે પ્રશ્ન થયા વિના ન રહે કે જે ગ્રંથ રચનામાં કલ્યાણસાગરસૂરિએ માર્ગદર્શન આપ્યું અને ખુદ ચરિત્રનાયકે જે ગ્રંથ વિષે સંતોષ વ્યક્ત કરી મંજુરીની મહોર પાડી એ ગ્રંથમાં પ્રસ્તુત પ્રસંગ—કે જે ચરિત્રનાયકના જીવનનો મહાન પ્રસંગ કહી શકાય—તે વિષે એક શબ્દ પણ ન લખનાર તેના ગ્રંથકર્તાએ અંચલગચ્છની પટ્ટાવલીમાં એનું વિસ્તારથી વર્ણન કર્યું એમાં એમનો શો આશય હશે?

ડૉ. બુલ્હર કહે છે તેમ, ઉઘાડી રીતે સમજાય એવી અસ્વીકાર્ય બાબતો, મોટી સંખ્યામાં ઐતિહાસિક વિપર્યાયો, કેટલીક દેવાયેલી હકીકતો અને સ્ખલનાઓ, જેના સંબંધમાં

આધારભૂત અન્ય સ્થળોએથી આપણે અંકુશ આણી શકીએ તે બાબતોને લઇને પ્રબંધોનો ઉપયોગ કરતી વખતે આપણને ઘણાં જ સાવધ રહેવું પડે તે ખાસ આવશ્યક છે.

અલબત્ત, આ પ્રસંગને અનૈતિહાસિક સાબિત કરવા ઈચ્છનારે તેમાંથી નીકળતો ઐતિહાસિક ધ્વનિ તો તારવવો જ પડશે, એના મૂળમાં રહેલા રહસ્યને તો ઓળખવું જ પડશે. કારણ કે કલ્યાણસાગરસૂરિમાં રહેલી અગાધ દૂરદર્શિતા—કે જેને આ પ્રસંગ સૂચવે છે—તે એક પ્રસંગ ઐતિહાસિક કે અનૈતિહાસિક સાબિત કરતા વધુ કે ઓછી થઇ જવાની નથી જ. આવા પ્રબંધો કે ચરિત્રોનો હેતું કે તેમાં રહેલા ઐતિહાસિક તત્ત્વો વિષે ડૉ. બુલ્હરનું કથન અહીં કેટલે અંશે સ્વીકારી શકાય એ વાત આ પ્રસંગ પર જો સંશોધન-દ્વારા વધુ પ્રકાશ પાડવામાં આવે તો જ સ્પષ્ટતાથી કહી શકાય. એનું કથન નકારી શકાય એવું તો નથી જ. આ વિષે વધુ ચર્ચા અહીં અસ્થાને છે.



[ ૧૬ ]

પટ્ટાવલીકારના જણાવ્યા મુજબ સંઘ પંદર દિવસ સુધી શંત્રુંજય મહાતીર્થમાં રહ્યો. આ સમય દરમિયાન અનેક ધર્મકાર્યો થયાં જેને વિષે પટ્ટાવલીમાં વિસ્તારથી વર્ણનો આપવામાં આવ્યા છે આમાં મુખ્ય કાર્ય બન્ને સંઘપતિઓએ બે જિનાલયનો પાયો નાખવા ખાતમુહુર્ત કર્યું તે છે. મહારાજા સંપ્રતિ, રાજર્ષિ કુમારપાલ, વિમળમંત્રી તથા વસ્તુપાળ અને તેજપાળ મંત્રીશ્વરોએ બંધાવેલા ભવ્ય જિનપ્રાસાદો જોઈને વર્ધમાનશાહ, પદ્મસિંહશાહ અને રાયશીશાહ વિગેરે અત્યંત પ્રભાવિત થયા. તેમના હૃદયમાં આવા જિનાલયો બાંધીને પ્રાપ્ત થયેલી અઢળક લક્ષ્મીને કૃતાર્થ કરવાના મનોરથો જાગ્યા. કલ્યાણસાગરજીની વાણી—' આ જગતમાં સંઘની ઉત્તમ ભક્તિ માટે ઉપયોગમાં લીધેલું તેમજ જિનેશ્વરપ્રભુની ઉત્તમ ભક્તિથી પવિત્ર થયેલું ધન જ સફળ કહેવાય છે '* એ શ્રેષ્ઠીવર્યોના મનોરથોનું નિયામક બળ બની. સંવત ૧૬૫૦ ના માગશર વદ નોમના વર્ધમાનશાહે તથા પદ્મસિંહશાહે બે જિનાલયોના પાયાનું મુહૂર્ત કર્યું. માગશર વદ તેરશના રાયશીશાહે પણ ત્રીજા જિનાલયનું ખાતમુહૂર્ત કરી એ પ્રસંગને યાદગાર બનાવ્યો.

---

* વર્ધમાન પદ્મસિંહશ્રેષ્ઠીચરિત્ર

શત્રુંજયગિરિ પર ત્રણ જિનાલયનું ખાતમહૂર્ત થયું એ પ્રસંગ કલ્યાણસાગરસૂરિજીના જીવનમાં મહાન પ્રસંગ હતો. આચાર્યે આધ્યાત્મિક સંસ્કૃતિના ધ્વજને ઉન્નત રાખવાનું જે મહાસ્વપ્ન સેવેલું તેને આ સંઘદ્વારા આકાર મળ્યો અને ત્રણ જિનાલયના થયેલા ખાતમુહૂર્તથી એ મહાસ્વપ્નને એમણે જીવંત થતું જાયું. ભૂચરમોરીના યુદ્ધ પહેલાનો કાળ આચાર્યના જીવનમાં વેદના ભરેલો કાળ હતો. મુસ્લીમોના અમાનુષી હલ્લાઓથી અને એમની સંસ્કૃતિનો વિધ્વંસ કરનારી પ્રવૃત્તિથી આચાર્યનું હૃદય ઘવાયેલું હતું. પણ મુસ્લીમોની વિઘાતક પ્રવૃત્તિથી જેટલું એમનું હૃદય ઘવાયું નહોતું તેથી વિશેષ તો હિન્દુત્વ ખોઈ બેઠેલી પ્રજાને નીરખીને ઘવાયું.

મંદિરો અને મૂર્તિઓ તૂટી જશે તો ધર્મ નાશ પામશે અને મંદિરો અને મૂર્તિઓ પ્રતિષ્ઠિત થશે તો ધર્મની પ્રતિષ્ઠા થશે અને એ ભૌતિક વિચારથી પ્રેરાઈને આચાર્યે એમની કારકિર્દી—હજારો જિનપ્રતિમાઓને પ્રતિષ્ઠિત કરનાર અને અસંખ્ય જિનપ્રાસાદોની શ્રેણિથી પૃથ્વીને અલંકૃત કરનાર ધર્મ-ધુરંધર તરીકેની—નહોતી આરંભી પણ એ આખી ઘટનાને પ્રતીકાત્મક ગણી આરંભી હતી. એમને મન મંદિરો અને મૂર્તિઓ પથ્થરની બનેલી જડ વસ્તુઓ નહોતી પણ એ પુનિત સ્થાપત્યોમાંથી—એક એક એના પથ્થરમાંથી—એમને માન-વીના અંતઃકરણમાં વિરાજતી ઈશ્વરશ્રદ્ધાની રેખાઓ દેખાતી હતી. મંદિરોની દિવાલોમાં કંડારવામાં આવેલી કળાકૃતિઓ માત્ર બાહ્ય દેખાવ પૂરતી જ નહોતી પણ એમાંથી એમને માનવસંસ્કૃતિનું મહાકાવ્ય સંભળાતું હતું અને એટલે જ

મંદિરોમાંથી એક પથ્થર પણ જો તોડી પાડવામાં આવે તો તેમને થતું કે આધ્યાત્મિક સંસ્કૃતિના કીર્તિસ્થંભને જ તોડવામાં આવે છે એમના જીવનના સૌથી વેદનાભર્યા કાળને જો કોઈ શિષ્યે અક્ષર દેહ આપ્યો હોત—એમની ઘેરી સંવેદનાનું કાવ્ય રજુ કર્યું હોત તો તેમની વિરાટ તેજોમૂર્તિ બધાય કાળમાં આપણને એવી જ મહાન દેખાત ભવ્ય મંદિરો જમીનદોસ્ત થતા હતાં, મૂર્તિઓ ખંડિત થતી જતી હતી, જ્ઞાનભંડારો ભડકે બળતા હતા તે વખતે વિશાળ સંઘો કાઢનાર, સંઘદ્વારા સંગઠન શક્તિનો પ્રદીપ પ્રકટાવનાર, મૂર્તિઓની પ્રતિષ્ઠાઓ કરી ચેતનહીન થયેલી પ્રજાના માનસમાં શ્રદ્ધાનું ઝરણું વહેવડાવનાર, મંદિરોથી પૃથ્વીને અલંકૃત કરી પ્રજાને પોતાની સંસ્કારિતાનું ભાન કરાવનાર, જ્ઞાનભંડારોનો ઉદ્ધાર કરી સમગ્ર સમાજના ઉત્થાન માટે જીવનભર ઝઝૂમનાર કલ્યાણસાગરસૂરિની જે વિરાટકાય તેજોમૂર્તિ આપણને દેખાય છે—તે જો પછીના શાંતિકાળમાં કોઇકને ન દેખાય તો તે વખતની વિષમતાથી ભરેલી પરિસ્થિતિને જ દોષ દેવો રહ્યો

કિન્તુ આવી પડેલી વિપત્તિમાં જરાય ધીરજ ગુમાવ્યા વિના, અત્યંત સંયમથી અને કુનેહથી તેઓ જે કાર્ય કરે છે—કટુતાનો એક શબ્દ ઉચાર્યા વિના—અને પરિસ્થિતિને સાચવી લે છે તે કલ્યાણસાગરસૂરિને પોતાની પછીના યુગમાં જીવાડવા બસ છે.

આર્યરક્ષિતસૂરિ—જયસિંહસૂરિનો યુગ અને કલ્યાણસાગરસૂરિનો યુગ, એ બે વચ્ચેનો તફાવત સિદ્ધરાજ—કુમારપાલ અને ઔરંગઝેબ વચ્ચેના તફાવત જેટલો છે. રાજર્ષિ કુમાર-

પાલે પ્રવર્તાવેલા સુવર્ણયુગમાં જયસિંહસૂરિના શિષ્ય ધર્મઘોષ-સૂરિએ પ્રાર્થના કરતાં કહેલું—

ये मूर्ति तवपश्यतः शुभमयीं ते लोचने लोचने ।
याते वक्ति गुणवलिं निरुपमां सा भारती भारती ॥
या ते न्यंचति पदयोर्वरदयोः साकंधरा कंधरा ।
यत्ते ध्यायति नाथ वृत्तमनधं तन्मानसं मानसं ॥*

જે લોચન તમારી સુંદર મૂર્તિને જુએ તે જ લોચન છે. જે તમારી અનુપમ ગુણશ્રેણિને વર્ણવે છે તે જ સરસ્વતી છે. હે વરદાયી, તમારા ચરણોને જે ગરદન નમે તે જ ગરદન છે. હે નાથ, તમારા પવિત્ર ચારિત્રનું જે માનસ ધ્યાન ધરે તે જ માનસ છે.

પરંતુ તે પછીના અંધારયુગમાં કલ્યાણસાગરજીએ આપેલું સૂત્ર આ પ્રમાણે છે—

चतुर्विधेन संघेन युक्ता ये भविनो जनः ।
कुर्वंते तीर्थयात्रां ते तीर्णा एव भवार्णवात् ॥
सफलमेव धनं धनिनार्जितं तदिह सुसंघभक्तिनियोजितं ।
सकलतीर्थसमागमनांचितं जिनवरेन्द्रसुभक्तिपवित्रितं ॥×

જે ભવ્યજનો ચતુર્વિધ સંઘ સહિત તીર્થયાત્રા કરે છે તેઓને આ સંસારસમુદ્રથી તરી ગયેલા જ જાણવા. આ જગતમાં સંઘની ઉત્તમ ભક્તિ માટે ઉપયોગમાં લીધેલું, સર્વ

---

* श्री पार्श्वनाथ स्तोत्र श्लो. ३

× વર્ધમાનપદ્મસિંહશ્રેષ્ઠીચરિત્ર શ્લો. ૨૮-૨૯.

તીર્થોની યાત્રામાં વપરાયેલું તથા જિનેશ્વર પ્રભુની ભક્તિથી પવિત્ર થયેલું ધનવાનોનું ધન સફળ કહેવાય છે.

કલ્યાણસાગરસૂરિની આ હાકલ એમના યુગને કેટલી અનુરુપ હતી એ વાત તે વખતની પરિસ્થિતિનો અભ્યાસ કરવાથી જ જણાઈ શકે. ઇસ્લામ ધર્મના પ્રતિનિધિરૂપે આપણે ઔરંગઝેબને સ્વીકારીએ તો એનું એક જ ફરમાન તે વખતની ખરેખરી પરિસ્થિતિનો ચિતાર આપવા બસ થશે—

'સોમનાથના મંદિરને મારા રાજ્ય અમલના પ્રારંભમાં નષ્ટ કરી નાખવામાં આવ્યું હતું. અને ત્યાં થતી મૂર્તિપૂજા બંધ કરાવી હતી. અત્યારે શું પરિસ્થિતિ છે તે અમારા જાણવામાં નથી. પણ જો તે સ્થાનમાં મૂર્તિપૂજકોએ પુનઃ મૂર્તિપૂજાનો આરંભ કર્યો હોય તો હવે તે મંદિરનો એવા સ્વરૂપમાં નાશ કરી નાખો કે તે મકાનની જરા પણ નિશાની રહે નહિ. તથા ત્યાંથી મૂર્તિપૂજક હિન્દુઓને કાઢી મૂકો'*

મંદિરોનો નાશ કરનારા મુસ્લીમોની મસ્જીદો તોડી પાડો એવી બાલિશ વાત કર્યો વિના, પ્રજામાં સાંપ્રદાયિક અહંભાવ જગાડીને કે વાતાવરણ વધારે કલુષિત બનાવ્યા વિના આ મહાપુરુષે શત્રુંજયગિરિપર ત્રણ જિનાલયોના ખાતમુહૂર્ત પ્રસંગે सुरमानवपूजितपाणिकजः कमलोदयकारक धर्मधनः । विगतामयदूषणजन्मततिः शुभसागरसोमनिभोविमलx—'જેમના કરકમલને દેવોએ અને માનવોએ પૂજ્યા છે એવા, લક્ષ્મીનો ઉદય કર-

* હિસ્ટ્રી ઓફ ઔરંગઝેબઃ સર જદુનાથ સરકાર

x કલ્યાણસાગરસૂરિએ રચેલું શ્રી શાંતિનાથનું સ્તવન.

નાર ધર્મરૂપી ધનવાળા, રોગ, દોષ અને જન્મની પરંપરાથી રહિત, કલ્યાણસાગર માટે ચંદ્ર સમાન વિમળ' એવા શાંતિનાથપ્રભુનું સ્તવન ગાઇ સારાયે વિશ્વની શાંતિ માટે પ્રાર્થના કરી. આ યુગપુરુષની સર્વતોમુખી પ્રતિભા આ પ્રાર્થનામાંથી વ્યક્ત થયા વિના રહેતી નહોતી. એમનો અભ્યાસ કેટલો પરિપૂર્ણ છે, એમની ભાષામાં કેટલી સાક્ષરતા છે, એમની વાણીમાં કેવું ઓજસ્ છે, એમની સ્તુતિમાં કેટલું ગાંભીર્ય છે—અને સૌથી વિશેષ તો એમના હૈયામાં સમસ્ત વિશ્વનું મંગલ ગીત જ નીતર્યા કરે છે—એ બધાનું દર્શન એમની આ પ્રાર્થના કરાવે છે. આ પ્રાર્થના કરી રહ્યા પછી જાણે બધું એમને મહાન દેખાતું હોય તેમ કહે છે कल्याणोदधिवर्द्धनं। અહીં કલ્યાણનો ઉદધિ કે કલ્યાણસાગરસૂરિ પોતાને માટે પણ આ શબ્દ ઘટાવી શકાય. જાણે આચાર્યનું નામ કલ્યાણ કે શુભ કાર્યના શબ્દનો પર્યાય ન બની ગયું હોય !

આખા યુગના આંદોલનો એમને ઝીલવાના હતા. પણ ભૌતિકબળથી થયેલા પ્રતિકારનો જવાબ એમને આધ્યાત્મિક સામર્થ્યથી આપવાનો હતો અને એ જ એમના જીવનનું કપરું કાર્ય હતું. તેઓ ફક્ત ઉપદેશક હોત તો તેમને ફાળે જે કાર્ય કરવાનું હતું તે કાર્ય તેઓ કદાપિ ન કરી શકત. એવી જ રીતે ફક્ત વિદ્વાન હોત કે ફક્ત સાહિત્યકાર હોત અથવા તો સંસ્કારનિર્માતા માત્ર સાધુ હોત તો પણ તેમજ થાત. તે વખતે એ બધા ગુણો ધરાવનાર સર્વતોમુખી પ્રતિભાસંપન્ન મહાપુરુષની જરૂર હતી જે કલ્યાણસાગરસૂરિમાં હતા. એમની જીવનસિદ્ધિના આ બધા અગત્યના પ્રકારોએ તે

સમયની માગણી પૂરી કરી અને સંસ્કૃતિના રક્ષક, ભિન્ન વિચારોના સંધિકાર, પ્રજામાં રહેલું ચિત્ત પારખીને તેને અનુકૂળ રીતે ઉપદેશ આપીને ધર્મકાર્યમાં રત કરી દેનાર મહાન સમયધર્મી અને નાસીપાસ થયેલા લોકોમાં શ્રદ્ધાની ચિનગારી ચાંપી દેનાર મહાન ઉપદેશક—કલ્યાણસાગરસૂરિ જૈનશાસનને સાંપડે છે.

ધર્મોપદેશક તરીકે કલ્યાણસાગરજીએ આખા સંઘને પોતાની વાણીથી રંગી દીધો, એમાંયે એમનો ઉપદેશ 'ઇન્દ્રિયોનાં સુખો ક્ષણિક હોય છે, મનનાં સુખો બદલાઈને દુઃખ પણ થઈ જાય છે; પરંતુ ચિન્તનપૂર્ણ સુખ વસંતની જેમ જીવન-બાગને નવપલ્લવિત રાખે છે'—એ તો અનેકના જીવનનો મહામંત્ર બની ગયો.

સંઘે ચિલ્લણતળાવ, સૂર્યકુંડ, હસ્તગિરિ, કદંબગિરિ વિગેરેની યાત્રા કરી જામનગર તરફ પ્રયાણ કર્યું.

સંઘપતિઓએ આ સંઘમાં બત્રીસ લાખ કોરીનો ખર્ચ કર્યો. આ સંઘનું વિસ્તારપૂર્વક વર્ણન સંઘપતિના કુલગુરુ સુંદરરૂપજીએ 'વર્ધમાન પ્રબંધ'માં તથા ચારણકવિ મેરૂજીએ તેમણે રચેલા કવિતોમાં કર્યું છે. સંઘ જ્યારે જામનગર પહોંચ્યો ત્યારે જામ જશવંતસિંહજીએ તેનું અપૂર્વ સ્વાગત કર્યું. જામે સંઘપતિઓનું પણ બહુમાન કર્યું. સંઘપતિઓએ પણ રાજાને કિંમતી બક્ષિશો ધરી. વસ્રો અને આભૂષણોની પહેરામણી આપી સંઘપતિઓએ સંઘને વિસર્જન કર્યો.

જામ જશવંતસિંહજીએ હાથી ઉપર સામે આવીને આ

સંઘનું જે અપૂર્વ સ્વાગત કર્યું તે ઘટનાને ઘણાં શ્રેષ્ઠીઓને અપાયેલા પ્રલોભન તરીકે ઘટાવીને 'નવલખા'ની વાત રજુ કરે છે અને એના પૂરાવા રૂપે શ્રેષ્ઠીઓને એકાએક જામનગર છોડીને પાછા ભદ્રાવતિ જવું પડયું. એ હકીકત યાદ દેવડાવે છે. પણ પ્રાપ્ય ઐતિહાસિક પૂરાવાઓ ઉપરથી કહી શકાય કે જે મહત્ત્વાકાંક્ષી રાજવીનું રાજ્ય નષ્ઠ થઇ ગયું છે તેના મનમાં રાજ્યની આબાદી સિવાય કોઇ વાત મહત્ત્વની ન હોય એ ખરું, પણ એ આબાદી એકાદ બે શ્રેષ્ઠીઓ પાસેથી લાખો સોનામહોરો પડાવી લેવા કરતા એ શ્રેષ્ઠીઓને;એમના વ્યાપાર–વાણિજ્યમાં પ્રોત્સાહિત કરી એમને આડકતરી રીતે એ આબાદીના કાર્યમાં કાયમ માટે પ્રવૃત્ત કરી દેવા એમાંજ એની ખરી ડહાપણ ગણાય. જામ જશવંતસિંહજીએ એ ડહાપણનો માત્ર ઉપયોગ કર્યો એમ અહીં કોઇને પણ અન્યાય કર્યો વિના કહી શકાય.

કહેવાય છે કે સંઘના સામૈયા વખતે જે જનસાગર ઉમટેલો તેનું દશ્ય ભૂચરમોરીના યુદ્ધ વખતે સૈનિકોએ લીધેલી ભાવભરી વિદાયની ઝાંખી કરાવતું હતું. સંખ્યામાં બન્ને પ્રસંગો સરખા હતા. પણ બન્નેનું ધ્યેય ભિન્ન હતું. એકમાં ધર્મવીરો હતા, બીજામાં યુદ્ધવીરો. એક સંસ્કૃતિ અને ધર્મનું રક્ષણ કરવા નીકળ્યા હતા, બીજા દેશ અને રાજ્યનું રક્ષણ કરવા ઝઝૂમવાના હતા. એક પ્રસંગમાં મિલનવેળાના હર્ષાશ્રુ હતા. બીજા પ્રસંગમાં વિદાયવેળાના ઉષ્ણાશ્રુ હતા. કિન્તુ પોતાના ધ્યેય ખાતર મરી છૂટવાની તમન્ના બન્ને દશ્યમાં એક સરખી હતી. આ વિરાટ જનસમુદાયને જોઇને આચાર્યના મનમાં

થયુ હશે કે જે દેશમાં સંસ્કૃતિના નેજા હેઠળ આટલા ધર્મવીરો એકઠા થઈ શકતા હોય તે દેશનો આધ્યાત્મિક વારસો કોઈ લૂંટી શકવા સમર્થ નથી.

જામના આગ્રહથી વર્ધમાનશાહ તથા પદ્મસિંહશાહ જામનગરમાં વ્યાપાર કરવા માટે રહ્યા. તેમની સાથે રાયશીશાહે તથા ચાંપશીશાહે પણ વ્યાપાર અર્થે જામનગરમાં નિવાસ કરવાનો નિર્ણય કર્યો. આ ચાર શ્રેષ્ઠીઓની પાછળ પાંચ હજાર ઓશવાળોએ પણ જામનગરમાં વસવાટ કર્યો.



[ ૧૭ ]

સંવત ૧૬૫૪માં કલ્યાણસાગરસૂરિ ભૂજનગરમાં પધાર્યા.

ભૂજ કચ્છની સંસ્કૃતિનું થોડાક જ વર્ષોમાં કેન્દ્રસ્થાન બની ગયું. ખેંગારજીએ આ મહાનગરની સ્થાપના કરી અને એને વિશાળ બનાવ્યું પણ એની ખરેખરી જાહોજલાલી ભારમલ્લજીના સમય દરમિયાન જોવા મળે છે. ભારમલ્લજીનો સમય કચ્છનો સુવર્ણયુગ કહીએ તો જરાય ખોટું નથી. આ સુવર્ણયુગનો પાયો ખેંગારજીએ નાખ્યો. જામરાવળને કચ્છમાંથી વિદાય આપવામાં અને કચ્છને એક ચક્ર નીચે લાવવામાં કચ્છના મહાન સપૂત ખેંગારજીનો વ્યક્તિગત ફાળો મુખ્ય છે. એમણે સેવેલું કચ્છનું સ્વપ્ન ભારમલ્લજીના સમય દરમિયાન તાદૃશ્ય થયું. સાક્ષર શિરોમણિ દેવસાગરજીએ તે વખતના કચ્છનું, ભૂજનગરનું, તેના મહારાવ ભારમલ્લજીનું તથા ત્યાંના જૈનસંઘનું વિસ્તારથી વર્ણન કર્યું છે.

'સર્વ દેશમાં મુકુટ સમાન, ભારમલ્લ નૃપતિએ પડાવેલા સુંદર આચારવાળો બહુ દાનથી કલ્પવૃક્ષની ઉપમાને જીતનારો તથા અનેક ગામોથી યુક્ત કચ્છ નામનો મોટો દેશ છે.'

'બહુ મુસાફરો કે જેમની પાસેથી અવરોધરૂપ દાણ

જ્યાં લેવાતું નથી એવા પોતે ઉપાડેલા સામાનને નીચે મૂકીને અગાધ અરણ્યમાં નદીના નિર્મળ જળનું પાન કરી ઘેરી છાયાવાળા વૃક્ષની નીચે સુખેથી વિશ્રાંતિ લે છે.'

'જ્યાં પ્રત્યેક ગામે ગ્રામ્યજન પ્રણીત દરેક જાતના ધાન્યના ઢગલાઓ મુસાફરોવડે જાણે ક્રિડા કરવાના પર્વતો ન હોય એમ દૂરથી દેખાય છે.'

આવા સમૃદ્ધ કચ્છની રાજધાની ભૂજનગરી તો ખરેખર અદ્ભૂત હતી. એની જાહોજલાલી અને સમૃદ્ધિનું કાવ્યમય વર્ણન આપી દેવસાગરજી આપણને તે વખતના સુવર્ણયુગની ઝાંખી કરાવે છે. માત્ર આર્થિક વિકાસનો ચિતાર આપીને સંતોષ ન અનુભવતા અને એ દ્વારા આડકતરી રીતે સૂચન જાણે ન કરતા હોય કે પ્રજાની ખરેખરી સંપત્તિ અને તેની સમૃદ્ધિ ધનમાં નહિ પણ સંસ્કારિતામાં અને ધર્મમાં છે—એમ તેઓ ભૂજનગર વિષે કહે છે કે 'જ્યાં જિનમંદિરો વિષે નૃત્યોત્સવના અવસરે દાંડીથી તાડન કરાયેલા મૃદંગના ગંભીર રવથી ક્રિડોત્સુક કલાપિવૃંદની વર્ષાકાળ વિના પણ મેઘગર્જનાની આશા ફળીભૂત થતી હતી.'

'પૃથ્વી ઉપર શ્રેષ્ઠ સંપત્તિવાળો. પોતાની તેજરૂપ સૂર્યકાન્તિથી દુષ્ટ શત્રુરૂપ અંધકારને નાશ કરનારો તથા લોકપાલ સરખો ભારમલ્લ રાજા તે ભૂજનગર વિષે ઘણાં વખત સુધી ન્યાયયુક્ત રાજ્ય કરતો હતો.' તે અત્યંત ઉદાર દીલનો તથા વિદ્વાનોને માન આપનારો હતો. એના આ ગુણને લીધે 'કોઈ વિદ્વાન તે રાજા પાસેથી બહુ ધન મેળવી ઘરે ઘરે

તેની અત્યંત પ્રશંસા કરે છે, તો કોઇ આશીષ આપે છે. કોઇ કવિતાથી વર્ણવે છે, તો કોઇ બીજાને ધન મેળવવાને નિમંત્રણ કરે છે.' થોડા વખતમાંજ આ ન્યાયયુક્ત રાજાની 'મોગરાના પુષ્પ જેવી પ્રફુલ્લિત, શરદ્ઋતુના નિર્મળચંદ્ર જેવી શુભ્ર અને ચપળ, કીર્તિરૂપ સ્ત્રીએ દુર્ગ, ગ્રામ, ગિરિકંદરા, સરિતા વિગેરે સ્થાનોમાં નિરંતર ભ્રમણ કરી—સંસારમાં સ્ત્રી હંમેશાં ભીરુ હોય છે—એ ઉક્તિને ખોટી પાડી.'

'લક્ષ્મીવંત, ધન અને ગુણના ભંડાર જેવા, સદ્ધર્મ માર્ગમાં રત, ન્યાયોપાર્જિત અપૂર્વ વૈભવભરિત, ઉત્તમ કીર્તિવાળા, સજ્જન, અન્યાયો પ્રત્યે પરાંગમુખ, સુમનસ્, સત્સંગ માટે ઉત્તમ, જીવાદિ પદાર્થોના તત્ત્વમાં નિપુણ, સૌમ્ય, ગુણગ્રાહી, શિષ્ટાચારી, અપવાદ રહિત, સમ્યક્ત્વ વ્રતધારી, ગ્રાહ્યાગ્રાહ્ય વિચારમાં ચતુર, પ્રતિષ્ઠાવંત, અવનિમાં વિશ્રુત, શમતાયુક્ત, પરોપકારી, સત્યવાન્, ભારમલ્લ નૃપતિના પ્રીતિપાત્ર, દાનની ખ્યાતિ સાંભળી આવેલા યાચક સમુહને ઇચ્છિત ધન આપનારા, સુરુપ, નિરવગ્રહી, કુળવાન્, સભ્ય, પ્રસન્ન મુખવાળા, પોતાના ધન સમુદ્રના તરંગોથી અનેક યાચકોના દૈન્યદ્રુમને ઉન્મૂલ કરી દેનારા શ્રાવકો ભૂજ નગરમાં રહે છે.'*

ભારમલ્લજી અને કલ્યાણસાગરજી વચ્ચે પહેલો પરિચય ક્યારે થયો તે વિષે પટ્ટાવલીકાર, વર્ધમાનપદ્મસિંહશ્રેષ્ઠીચરિત્રના કર્તા કે કલ્યાણસાગરસૂરિનો રાસના રચયિતા મૌન છે. દીક્ષા લીધા પછી કલ્યાણસાગરજી સૌથી પ્રથમ માંડવીમાં પધારેલા

* દેવસાગરજીએ કલ્યાણસાગરજીને લખેલો પત્ર.

કે જ્યાં તેજશીશાહે ભૂચરમોરીના યુદ્ધની કરુણ કથની સજળનેત્રે તેમને કહી સંભળાવેલી. ત્યાર પછી સંવત ૧૬૫૦ માં તેઓ ભદ્રાવતિમાં આવીને માંડવીમાં જ જે કારકિર્દીની યોજના ઘડીને રાખેલી તેને સાકાર કરવા સ્વતંત્ર રીતે પ્રયાસ કર્યા અને તેના ફળસ્વરૂપે શત્રુંજયનો સંઘ અને જિનાલયોની પ્રતિષ્ઠાઓ ઇત્યાદિ અનેક શુભ કાર્યો થયાં. આ સંઘ બાદ તરત જ તેઓ રત્નસાગરજીના સંસારપક્ષના કાકા રણસિંહ નાગડાના આગ્રહને માન આપીને સંવત ૧૬૫૧ માં જખૌ પધારેલા. સંવત ૧૬૫૩ માં ખાખરમાં તેઓ પધારેલા ત્યારે ગાલ્હાગોત્રના વીરધોળ નામના કચ્છી શ્રાવકે આચાર્યના ઉપદેશથી વૈરાગ્ય પામી દીક્ષા લીધેલી—જેઓએ પાછળથી રત્નસાગરજીના શિષ્ય તરીકે મનમોહનસાગર તરીકે પ્રસિદ્ધિ મેળવી × પટ્ટાવલીકારે આ બધા પ્રસંગો નોંધ્યા તેમાં ભૂજનગર વિષે ક્યાંય ઉલ્લેખ નથી એટલે માની શકાય કે આચાર્ય સંવત ૧૬૫૪ માં ભૂજ પધાર્યા ત્યારે ભારમલ્લજી સાથે એમની પ્રથમ મુલાકાત થઈ હશે.

રાવ ભારમલ્લજી બધા વિદ્વાનોને સત્કારતો તેમ તેણે કલ્યાણસાગરજીને સત્કાર્યા હશે—વિદ્વાન તરીકે, જ્ઞાની પુરુષ તરીકે કે પછી મહાન ઉપદેશક તરીકે. પણ પટ્ટાવલીકાર એમના સત્કારને બીજી રીતે ઘટાવીને એક પ્રસંગ વર્ણવે છે.

× મનમોહનસાગરજી સંસ્કૃત ભાષાના સારા વિદ્વાન હતા. જામનગરમાં વર્ધમાનશાહે તથા પદ્મસિંહશાહે બંધાવેલા જિનાલયની શિલાપ્રશસ્તિ સૌભાગ્યસાગરજીએ મનમોહનસાગરજીના પ્રસાદથી લખી છે. જુઓ—सौभाग्यसागरैर्लिपियं प्रशस्तिर्मनमोहनसागरप्रसादात् ॥

ભારમલ્લજી વાના રોગથી અત્યંત પીડાતો હતો. તેણે ઘણાં ઘણાં ઉપાયો કર્યા પણ તેને આરામ થયો નહિ. જ્યારે કલ્યાણસાગરજીના આગમનના સમાચાર તેને મળ્યા ત્યારે પોતાના મંત્રીને મોકલીને આચાર્યને રાજમહેલમાં પધારવા વિનંતિ કરી. શાસનની પ્રભાવના કરવા આચાર્ય રાજમહેલમાં ગયા અને હકીકત જાણી. આચાર્યે પ્રાસુકજલ મંત્રીને રાજાને શરીરે લેપન કરવા આપ્યું.

કહેવાય છે કે આ મંત્રેલા જલના લેપનથી રાજાનો રોગ અદૃશ્ય થયો. રોગરહિત થયેલો રાજા ઉઠીને આચાર્યના ચરણોમાં પડ્યો. તેની રાણીઓએ આચાર્યને મોતીએ વધાવ્યા. રાજાએ આચાર્યના ચરણે એક હજાર કોરી ધરી પણ નિઃસ્પૃહી આચાર્યે તે ન સ્વીકારતા રાજાને એ દ્રવ્ય ધર્મકાર્યમાં ખર્ચવા આદેશ આપ્યો. એમનો ત્યાગ જોઇ રાજા અત્યંત પ્રભાવિત થયો અને એણે કાંઇ કાર્ય ફરમાવવા આચાર્યને વિનંતિ કરી. આચાર્યે અહિંસા ધર્મનો આદર્શ સમજાવીને માંસ, મૃગયા, મદિરાના રાજાને પચ્ચખાણ આપ્યા. આચાર્યના ઉપદેશથી રાજાએ કચ્છમાં પર્યુષણપર્વમાં આઠ દિવસ સુધી અમારિપટહ ઘોષણા કરાવવાનું સ્વીકાર્યું તથા ભૂજમાં ‘ રાજવિહાર ’ નામનો સુંદર જિનપ્રાસાદ બંધાવ્યો. આચાર્ય રાજમહેલમાં જે કાષ્ટના પાટ પર બિરાજ્યા હતા તે પર અન્ય કોઇ ન બેસે એ આશયથી ગુરુઆસન માની તેને ભૂજનગરના ઉપાશ્રયમાં મોકલાવી આપ્યો.*

---

* આ પાટ હજી ત્યાં અંચલગચ્છના ઉપાશ્રયમાં મોજુદ છે.

આવો જ પ્રસંગ પાલણપુરના નવાબની કરીમા નામની બેગમ વિષે પટ્ટાવલીકારે નોંધ્યો છે. આ પ્રસંગમાં સાડીને મંત્રીને બેગમને ઓઢાડવામાં આવી અને એનો છ મહિનાનો તાવ મટી ગયો. બેગમની ઉતારેલી સાડીને કંપતી જોઈ નવાબે પ્રશ્ન કર્યો. તેના જવાબમાં રત્નસાગરજી ઉપાધ્યાય જણાવે છે કે છ માસનો બેગમનો તાવ એ સાડીમાં આવી ગયો છે તેથી એ સાડી છ માસ સુધી કંપ્યા કરશે. એ સાડીને પાંચ હાથ ઊંડા ખાડામાં દાટી તેના ઉપર કાંટા પાથરી દેવાનું ઉપાધ્યાય જણાવે છે અને ઉમેરે છે કે એ કાંટા પણ છ માસ સુધી કંપ્યા કરશે ! !

આવા પ્રસંગો એમ સૂચવે છે કે તે વખતની પ્રજાને આવા ચમત્કારી પ્રસંગોમાં અત્યંત રસ હતો. સરસ્વતીની શક્તિ કરતા મંત્રશક્તિનું આકર્ષણ તેમને વધારે હશે અને એટલે જ પ્રસંગોને આવી રીતે આલેખવાની પટ્ટાવલીકારની પદ્ધતિ તત્કાલીન મોટા ભાગના લેખકોની પદ્ધતિને તદ્દન અનુરૂપ છે. પણ આવા પ્રસંગોની ઐતિહાસિક કિંમત આંકવામાં ઘણી મુશ્કેલી પડે છે.

ડૉ. બુલ્હરનું સૂચન અહીં ઘણું જ ઉપયોગી છે. તેઓ જણાવે છે કે 'તેનો ઉપયોગ કરતી વખતે જે કોમે તેને લખ્યા હોય તે કોમનું વલણ ધ્યાનમાં રાખવું જરૂરી ગણાય. અને તે ઉપરાંત બીજી સામાન્ય હકીકતો તેમજ હિન્દીઓની રીતભાત પણ ધ્યાનમાં રાખવી ઘટે છે'* અહીં તે વખતની

* શ્રી મોતીચંદ કાપડિયાઃ હેમચંદ્રાચાર્યઃ [ ડૉ. બુલ્હરના જર્મન ગ્રંથનો ગુર્જર અનુવાદ ]

પ્રજાનું આકર્ષણ ધ્યાનમાં રાખીને આવી ઘટનાઓનો ધ્વનિ તારવી શકાય એમ છે.

જેઓ પોતાના અંતરની વેદના વ્યક્ત કરી શકતા નથી કે ફરિયાદ કરી શકતા નથી, કેવળ માનવને આધારે રહે છે, એવાં પશુઓનો માંસાહાર માટે વધ કરવામાં આવે એ કાર્ય જૈનધર્મના આદર્શ સાથે સુસંગત નહોતું એટલું જ નહિ પણ માનવહૃદયની ભાવના સાથે પણ નહોતું—અને એટલે જ આચાર્ય પ્રાણીમાત્રને અભયદાન આપવાની વાત રાજાને કરે છે. 'જે જન્મે તેને જીવવાનો અધિકાર' એ ધ્યેયને રાજા અપનાવે છે અને અમારિઘોષણા કરાવે છે. આચાર્ય જૈન હતા અને અમારિઘોષણાને જૈનદર્શન સાથે ઘણો તાત્વિક સંબંધ છે એમ ગણી જૈનેતર રાજાને આ ઉપદેશથી જૈનધર્મ તરફ આકર્ષવાનો આચાર્યનો હેતુ હતો એમ માનવામાં આચાર્યને અને રાજાને બન્નેને અન્યાય કર્યો કહેવાશે. અહિંસાની ભાવના જૈનધર્મનો આદેશ છે એમ કહેવા કરતા તે માનવ ધર્મ પ્રણીત છે એમ કહેવું વધારે ઉચિત કહેવાશે.

રાજાઓને પ્રાણી પ્રત્યે દયા હોતી નથી એવી લોકવાયકા સુપ્રસિદ્ધ છે. આ લોકવાયકાનો ધ્વનિ લોકોના મનની વિચારહીનતા જ દર્શાવે છે. પ્રજાએ કે રાજાએ શૂરવીર હોવું એ વાતને હિંસાની સાથે ભેળસેળ કરી રાજા અહિંસાધર્મી હોય તો તેની પ્રજા નિર્બળ થઈ જાય, એનું રાજ્ય નિર્બળ થઈ જાય એવું માનવામાં આવે છે. પણ અહીં અમારિઘોષણાના સિદ્ધાંતોમાં રહેલી સુંદર ભાવના—શસ્ત્રોનું નહિ પ્રેમનું સામ્રાજ્ય સર્જો—એ ભૂલાઈ જાય છે.

આચાર્યે એ સિદ્ધાંત સમજાવ્યો અને મહારાવ ભારમલ્લજીના અહિંસાદર્શનવાળા માનસે એ સિદ્ધાંત ઝીલ્યો. તે જમાનામાં રાજા માટે અહિંસાની વાત અસ્વીકાર્ય હોઇને આવો ચમત્કારિક પ્રસંગ પટ્ટાવલીકારે જરૂરી માન્યો હોય એ સંભવિત છે. ભારમલ્લજી જેમ બધા વિદ્વાનો અને જ્ઞાની પુરુષોને સત્કારતો તેમ તેણે કલ્યાણસાગરસૂરિને પણ સત્કાર્યો હશે અને રાજમહેલમાં ઉપદેશ માટે નિમંત્ર્યા હશે. એમની મધુર વાણીનું પાન કરતી વખતે તેણે પોતાના રોગની વાત પણ કદાચ આચાર્યને કહી હશે. આચાર્યે બધા રાજાઓની મનોવ્યથા આવું કોઈ દૃષ્ટાંત આપીને સમજાવી હશે.

ચીનના રાજા બહુજ તંદુરસ્ત અને દીર્ઘજીવી હોય છે એવું સાંભળી કોઈ ભારતીય નૃપતિએ તેનું રહસ્ય જાણવા પોતાના અમાત્યને ત્યાં મોકલ્યો. અમાત્યનું ચીનના રાજાએ ભારે સ્વાગત કર્યું પણ જે કામ માટે તે આવેલો તેનું કોઈ નામજ ન લે. અમાત્ય મનમાં અકળાવા લાગ્યો. તેની ધીરજ ખૂટી અને તેણે રાજાને રહસ્ય જણાવવા પુનઃ વિનંતિ કરી. રાજાએ ચોક્કસ જવાબ ન આપતા કહ્યું કે જે વટવૃક્ષની નીચે તમારો ઉતારો છે તે સૂકાઇ જશે ત્યારે તમારા પ્રશ્નનો જવાબ મળશે.

આ સાંભળી અમાત્ય ધર્મસંકટમાં આવી ગયો. પાંચસો વર્ષનું વૃક્ષ સૂકાય ત્યારે જો જવાબ મળે તો જવાબ આપનાર અને જવાબ સાંભળનાર પૃથ્વી ઉપર નહિ પણ સ્વર્ગમાં જ હોય. મૃત્યુ બાદ તંદુરસ્ત અને દીર્ઘજીવનના રહસ્યથી ફાયદો પણ શો ? બિચારો અમાત્ય વૃક્ષ સામે જોઇને રોજ નિઃસાસા નાખે કે ક્યારે વૃક્ષ સૂકાય અને ક્યારે એના પ્રશ્નનો જવાબ મળે.

પણ એકાદ મહિનામાં તો વૃક્ષ સૂકાઇને જર્જરિત થઇ ગયું. અમાત્ય ચીનના રાજા પાસે ઉત્તર લેવા દોડ્યો. ચીનના રાજાએ નવાઇ પામીને પૂછ્યું—' શું હજી જવાબ આપવાનો બાકી છે ? તારા એકના નિઃસાસાથી પાંચસો વર્ષનું જૂનું વૃક્ષ સૂકાઇ જાય તો સમગ્ર પ્રજાના અને પ્રાણી માત્રના દુઃખ અને નિઃસાસાથી તમારા રાજાઓનું સ્વાસ્થ્ય કથળી જાય અને તેમની આવરદા ઓછી થાય એમાં નવાઇ શી ?' અમાત્ય શરમીંદો બની ભારત પાછો ફર્યો.

કોઇપણ ધર્મના સિદ્ધાંતોના મૂળમાં સૃષ્ટિરચનાને અનુકૂળ કે સમાજવ્યવસ્થાને વિકસાવવામાં મદદરૂપ તત્ત્વો રહેલા છે. અને એ તત્ત્વોને લીધે જ કોઇ પણ ધર્મ જીવી શકવા સમર્થ બને છે. જે ધર્મમાં આ તત્ત્વોનો ક્ષય થાય છે તે ધર્મ નાશવંત બને છે. ધર્મના જીવન પોષક તત્ત્વો તે સત્ય–સદાચાર–અહિંસા. સર્વધર્મના મહાન સાધકાર કલ્યાણસાગર-સૂરિએ રાજાને ધર્મનું હાર્દ આ પ્રમાણે સમજાવ્યું હશે.

ચીનના રાજાઓ કેમ તંદુરસ્ત અને દીર્ઘજીવન જીવે છે એનું રહસ્ય દૃષ્ટાંત દ્વારા કહીને આચાર્યે ભારમલ્લજીને રાજાની પ્રજા પ્રત્યેની ફરજો વિષે સજાગ કર્યો હશે. ભારમલ્લજીએ આચાર્યની પ્રતિભાથી અંજાઇને તેમને પોતાના ગુરુ તરીકે સ્વીકારી ભૂજમાં જીવનપર્યંત નિવાસ કરવા આજીજી કરી હશે. પણ ધર્મનો આદેશ, પોતાને અદા કરવાની મહાન જવાબદારી કે પછી ભૂજ કે કચ્છ આ વિરાટ માનવને નાનું પડતું હોય તેવી એમની પ્રતિભાએ આચાર્યને રાજાની આજીજી સ્વીકારવા અસમર્થ બનાવ્યા, પણ પટ્ટાવલીકારે નોંધેલી હકીકતો

ઉપરથી જણાશે કે ભારમલ્લજીને તદ્દન નિરાશ કરવા ન પડે એ હેતુથી કે પછી શાસનના ઉદ્યોત અર્થે આચાર્યે સંવત ૧૬૫૪ થી ૧૬૬૭ સુધી ચૌદ વર્ષ સતત પરિભ્રમણ કરી કચ્છની ભૂમિને પાવન કરી. કોઈ એક પ્રદેશમાં આચાર્ય આટલું વિચર્યા હોય એવો બીજો એક પણ પ્રસંગ નથી.

કલ્યાણસાગરસૂરિએ આ લાંબા ગાળા દરમિયાન સમગ્ર કચ્છને પોતાના વિચારોથી અને ભાવનાઓથી રંગી દીધું. આચાર્યના જીવનના અમૂલ્ય દિવસો કચ્છમાં જ વીત્યા. એમના અથાક પરિશ્રમે કચ્છના રાજકારણપર, સામાજિક પ્રશ્નો પર કે સાંપ્રદાયિક ભાવનાઓ પર અત્યંત પ્રભાવ પાડ્યો. અંચલગચ્છની વાત કરીએ તો એના મૂળ આચાર્યના ચૌદ–પંદર વર્ષના આ સતત વિહારથી એવાતો ઊંડા બેસી ગયા કે એ ગચ્છના ઘોડપૂરો બધે ઓસરવા માંડ્યા પણ કચ્છમાંથી આ ગચ્છનું નામ આજ દિવસ સુધી ભૂંસી શકાયું નથી.

અહીં એક ખુલાસો કરવો જરૂરી છે કે આચાર્યે અંચલગચ્છના વિકાસ માટે એ બધું કર્યું એમ કહેવામાં એમની સર્વતોમુખી પ્રતિભાને ઝાંખી પાડી કહેવાશે. તેઓ ધર્મને અંધશ્રદ્ધાથી જોતા નહોતા. તેમનામાં સાંપ્રદાયિક અહંભાવ પણ નહોતો. એ અરસામાં ગચ્છની પરિભાષામાં વાત કરવી એ પણ બેહૂદું હતું. ગચ્છસ્પર્ધામાં પોતાની શક્તિનો વ્યય કરવામાં આવે એ તેમને પોસાય તેવું નહોતું. આ દૃષ્ટિએ કલ્યાણસાગરજીની ખરેખરી પ્રતિભા ફક્ત દેવસાગરજી વ્યક્ત કરી શક્યા છે. માત્ર બે પંક્તિઓમાં જ તેમણે આચાર્યનું વ્યક્તિત્વ આબેહૂબ રીતે પ્રતિબિંબિત કર્યું છે—तत्पट्टपूर्वगिरि-

राज शिरः पतंगा। श्रीक्षेमसागरजगद्गुरवो जयंति।* આચાર્યને અહીં જગતગુરુ કહીને એમની પ્રતિભાને પૂર્વમાં ઊગતા સૂર્ય સાથે સરખાવી છે. સૂર્યના કિરણો ગિરિશૃંગ પર કે પૃથ્વી-ભૂમિ પર, મહાસાગરો પર કે નિર્ઝરો પર, મહાનગરો પર કે ગામડાઓ પર એક સરખો પ્રકાશ પાથરે છે. એને મન કોઈ નાનું નથી કે કોઈ મોટું નથી. તેના તેજપુંજને માત્ર પોતાના તરફ આકર્ષી રાખવા જેમ કોઈ સમર્થ નથી તેમ તે પણ કોઈ એક પ્રત્યે પક્ષપાત દર્શાવે એ જાણે એને માટે શક્ય જ નથી.

ચૌદ પંદર વર્ષના આ લાંબા ગાળા દરમિયાન આચાર્યે પોતાની વૈરાગ્યવાહિની ધર્મદેશનાથી વૈરાગ્ય પમાડી પંચોતેર પુરુષોને તથા એકસો સત્યાવીશ સ્ત્રીઓને દીક્ષા આપી સર્વ-ત્યાગના મહાન પરિવ્રાજકો બનાવ્યા. તેર પ્રતિષ્ઠાઓ કરાવી અને અસંખ્ય ધર્મોત્સવો કરાવી લોકોમાં ધર્મ પ્રત્યે જાગૃતિ આણી. ધર્મક્ષેત્રે આચાર્યે જે કાંઈ કાર્ય કર્યું તેના પડઘા અપ્રત્યક્ષ રીતે રાજકારણ પર પણ પડ્યા. કલ્યાણસાગરસૂરિએ રાજકાર-ણમાં ભાગ લીધો હોય એવો એકેય પ્રસંગ ક્યાંય નોંધાયો નથી. પણ લઘુગ્રંથિથી પીડાતી પ્રજાને દેશ માટે, ધર્મ માટે કે કોઈપણ ઉન્નત કાર્ય માટે મરી ફીટવાની ખુમારી, સત્કાર્યો કરવાની તમન્ના કે જીવનની વાસ્તવિકતા સાથે ઝઝૂમવાનો સંદેશ આપીને કે બીજા શબ્દોમાં પ્રજાને એની અસ્મિતાનું ભાન કરાવીને આચાર્ય રાજકારણ સમેત અનેક ક્ષેત્રો પર પોતાની અસર અપ્રત્યક્ષ રીતે પાડી શક્યા છે.

---

* દેવસાગરજીનો પત્ર.

કલ્યાણસાગરસૂરિ જેવા વિરાટ પુરુષ જે ભૂમિમાં ચૌદ પંદર વર્ષ સુધી સતત વિચાર્યા હોય એ વખતનું કચ્છ કેવું હશે ? જેના ચરણોને મહારાવ ભારમલ્લજીએ પૂજેલા તે સૂરીન્દ્રે ગ્રામાનુગ્રામ પરિભ્રમણ કરી આખા કચ્છની ભૂમિ ખૂંદી હશે—એ પ્રદેશની જાહોજલાલી કેવી હશે ? આ પ્રશ્નોનો જવાબ દેવસાગરજી તેમણે લખેલા પત્રમાં આપે છે. 'પોતાના હાથી, ઘોડા, રથ ઇત્યાદિથી યુક્ત ચતુરંગિણી સેનાથી ઉડતા રજસમૂહ વડે મને જલરૂપી ધનથી હીન તો નહિ કરે ? એ વિચારે જાણે સમુદ્ર મોતીઓથી ભરપૂર એવા તરંગો રાજાને ભેટ ધરતો હતો.' 'રાજાના શત્રુઓએ ત્યજી દીધેલા રત્ન અને સુવર્ણથી ભરેલા નિવાસ ભુવનોમાં સિંહ, વાઘ, હાથી ઇત્યાદિ વનચર પશુઓ તાપ, ટાઢ કે વરસાદની પીડાથી વિમુક્ત થઇ સુખથી નિવાસ કરતા હતા.' દરિયામાંથી મોતી કાઢવાનો ધંધો તે વખતે પૂર્ણકળાએ ખીલ્યો હતો, કચ્છ અપૂર્વ રિદ્ધિસિદ્ધિથી સભર હતું અને તેની પ્રજા જ નહિ, તેના પશુઓ પણ અમારિઘોષણા પછી કેટલા નિશ્ચિંત જીવન જીવતા હતા એવો ધ્વનિ આ અતિશયોક્તિભર્યા વર્ણનમાંથી સરળતાથી તારવી શકાય એમ છે.



વર્ધમાનશાહ અને પદ્મસિંહશાહે જામનગરમાં પોતાનો વ્યાપાર ખૂબજ જમાવ્યો. રાયશીશાહે અને ચાંપશીશાહે પણ વ્યાપારમાં સુંદર સફળતા પ્રાપ્ત કરી. આ ચારેય શ્રેષ્ઠીઓએ જામનગરને અપૂર્વ રિદ્ધિસિદ્ધિથી ભરી દીધું. ભૂચરમોરીના યુદ્ધ દરમિયાન તારાજ થયેલું જામનગર અને આ શ્રેષ્ઠીઓએ પોતાનો વ્યાપાર ત્યાં શરુ કર્યો તે વખતનું જામનગર તદ્દન ભિન્ન લાગે છે. જામનગરને મહાન બનાવનાર આ શ્રેષ્ઠીઓની યશોગાથા માત્ર પટ્ટાવલીકારે, વર્ધમાનપદ્મસિંહશ્રેષ્ઠીચરિત્રના કર્તાએ, કલ્યાણસાગરસૂરિનો રાસના રચયિતાએ કે માત્ર જૈન લેખકોએ જ નથી આલેખી પણ 'વિભાવિલાસ'ના કર્તાએ પણ આ શ્રેષ્ઠીઓએ જામનગરના ઘડતરમાં જે અમૂલ્ય ફાળો આપ્યો છે તેની ગાથા ગૌરવાન્વિત શબ્દોમાં બિરદાવી છે. તેઓ લખે છે—

वधिया घण वेपार अते सहुकार अपारइ ।<br>
राजसिंह वर्धमान घज्ज कोटि घन धारइ ॥<br>
जक्दध केक्क जिहाज देश परदेश जावे ।<br>
चीज विलती चाव लाख भर भर कर लावे ॥

ભૂચરમોરીના યુદ્ધનું ભયાનક શબ્દચિત્ર રજૂ કરી 'વિભા-વિલાસ'ના કર્તાએ આ કોટિધ્વજ ધનિકોની વ્યાપાર કારકિર્દી આલેખી છે આડકતરી રીતે જાણે તેઓ સૂચન ન કરતા હોય કે યુદ્ધમાં તારાજ થયેલી પ્રજાને નિઃસાસા લઈને બેસી રહેવાની જરૂર નથી, તેમને મળેલા પરાજયથી નાસીપાસ થવાની જરૂર નથી પણ વ્યાપાર વાણિજ્યથી દેશને સમૃદ્ધ કરી, પ્રજાને વધુ સંગઠિત કરી દેશના ઉત્થાનમાં કટિબદ્ધ થવાની જ જરૂર છે.

પટ્ટાવલીકાર જણાવે છે તે અનુસાર જામ જશવંતસિંહે વર્ધમાનશાહ અને પદ્મસિંહશાહની વ્યાપારપટુતા અને વિચક્ષણ-બુદ્ધિપ્રતિભાથી અંજાઈને બન્ને બાંધવોને પોતાના મંત્રીપદે નિયુક્ત કર્યા × પછી તો गांभीर्येण समुद्राभौ दानेन धनदोपमौ । श्रद्धालु गुणसंपूर्णौ बोधिना श्रेणिकोपमौ ॥* ગંભીરતામાં સમુદ્ર જેવા, દાન આપવામાં કુબેર જેવા, શ્રદ્ધાળુ, ગુણસંપૂર્ણ અને સમ્યક્ત્વમાં શ્રેણિકરાજા જેવા' બન્ને ભાઈઓ રિદ્ધિસિદ્ધિને શિખરે પહોંચે છે.

એ વખતે જામનગરમાં પાદશાહી સૂબો હતો અને જામને દર વરસે ખંડણી પણ ભરવી પડતી. એ અરસામાં શાહજાદા મુરંબે બળવો કર્યો અને થોડા વખત માટે સમગ્ર ભારત રાજકીય અંધાધૂંધીમાં ફેરવાઈ ગયું. આ પરિસ્થિતિનો લાભ

× પદ્મસિંહશાહે શત્રુંજય પર બંધાવેલા શ્રી શ્રેયાંસનાથપ્રભુના મંદિરની શિલાપ્રશસ્તિમાં દેવસાગરજીએ પણ બન્ને ભાઈઓને મંત્રી તરીકે ઓળખાવ્યા છે. જુઓ–प्राप्तश्रीयामभूपाल समाजघट्टुलादरौ। मंत्री श्रीवर्धमान श्रीपद्मसिंहौ सहोदरौ ॥ १९ ॥

* શિલાપ્રશસ્તિઃ દેવસાગરજી.

લઇ બન્ને કુશળ મંત્રીઓએ સાર્વભૌમત્વના અંકુરો ફગાવી દઇ જામનગરમાંથી પાદશાહી સૂબાને રવાનો કરી દીધો. જામનગરની ટંકશાળમાં કોરીઓ પાડી પાદશાહી સત્તાનો તેમણે ઉઘાડે છોગે અનાદર કર્યો. ભૂચરમોરીના યુદ્ધમાં પરાજીત થયેલી પ્રજામાં હવે આર્થિક અને રાજકીય અસ્મિતા આવી. ઇસ્લામાબાદમાંથી પુનઃ જામનગર થયું પણ એ જામનગર થોડા જ દિવસોમાં 'છોટીકાશી' બનવાનું હતું.

તેજશીશાહે બંધાવેલું જિનમંદિર—જેને મુસલમાનોએ ખંડિત કરી નાખેલું—તેનો જીર્ણોદ્ધાર તો થયો પણ પાછળથી તેજશીશાહના પુત્ર રાયશીશાહે એને ફરતી ભમતીની દેરીઓ બંધાવી તથા મૂલનાયક શ્રી શાંતિનાથ પ્રભુના શિખરના પાછળના ભાગમાં ભમતીની હારમાં એક મનોહર ચોમુખ જિનપ્રાસાદ ચણાવીને આખા મંદિરનો નકશો જ બદલાવી નાખ્યો. આ કાર્યમાં અઢકળ ખર્ચ થયું. રાયશીશાહના વેવાઇ તથા પરમ મિત્ર ચાંપશીશાહે એ ખર્ચમાં ત્રીજો હિસ્સો આપ્યો.

જામનગર રાજ્યમા આવેલા માંઢા તથા ભલસાણ નામના ગામોમાં પણ રાયશીશાહે જિનપ્રાસાદો બંધાવ્યા. મયાંતરા તથા કાલાવાડ નામના ગામોમાં બે સુંદર ઉપાશ્રયો પણ તેમણે બંધાવ્યા. આ બધા જિનાલયોની અને ઉપાશ્રયોની પ્રતિષ્ઠા કલ્યાણસાગરસૂરિએ કરી છે. સંવત ૧૬૫૨માં રાયશીશાહે કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી શત્રુંજયનો સંઘ પણ કાઢેલો. શ્રીકરીમાં આચાર્યના ઉપદેશથી મીઠડીઆ ગોત્રના શાહ શાંતિદાસે સંવત ૧૬૭૧માં એક સુંદર જિનાલય બંધાવ્યું.

પદ્મસિંહશાહની ધર્મપત્ની કમલાદેવી એક દિવસ પોતાના

પતિને અને જેઠને કહે છે કે લક્ષ્મી ચંચળ છે. તેનો સંગ્રહ કરવાથી શું થશે? જ્યારે તે ચાલી જશે ત્યારે મનના મનોરથો મનમાં જ રહી જશે. 'મધમાખીઓ મધનો સંગ્રહ કરે છે અને ભીલો એકઠો થયેલો બધો મધ લઈ લે છે તેમ આપણું ધનનું થશે. જ્ઞાનીઓએ લક્ષ્મીને પગમાં કાંટો વાગેલી સ્ત્રી સાથે સરખાવી છે. તે કદાપિ સ્થિર રહે જ નહિ. ધનની ત્રણ ગતિઓ—દાન, ભોગ, નાશ—દાર્શનિકોએ કહી છે. જો સારા કામમાં લક્ષ્મીનો સદ્ઉપયોગ કરશું નહિ તો એનો નાશ જ થશે.'*

કમલાદેવીની પ્રેરણાથી બન્ને બાંધવો જામનગરમાં મોટું જિનાલય બાંધવાનું નક્કી કરે છે. કલ્યાણસાગરસૂરિએ એમને અનુમોદન આપતા સંવત ૧૬૬૮ના શ્રાવણ સુદ પાંચમને દિવસે જિનાલયનું ખાતમુહૂર્ત કરવામાં આવે છે. જિનાલયની જમીન માટે જામ જશવંતસિંહજીને બન્ને ભાઈઓએ દશ હજાર સોનામહોરો ધરી. બન્ને ભાઈઓની ઉદારતા જોઈ જામ અત્યંત ખુશ થયો અને એ જિનાલયનાં કાર્યમાં તેણે ઘણી મદદ કરી.

આ જિનાલયના બાંધકામ માટે છસો કુશળ સલાટો રોકવામાં આવેલા. વર્ધમાનશાહની પત્ની નવરંગદે તથા પદ્મસિંહ શાહની પત્ની કમલાદેવીએ મંદિરને કળામય બનાવવામાં અત્યંત રસ લીધો. બક્ષિશો આપીને બન્ને ગૃહલક્ષ્મીઓ કારીગરો અને સલાટોને પ્રોત્સાહિત કરતી. આમ બહુ જ ઓછા સમયમાં આ ભવ્ય જિનાલયનું કામ પૂર્ણ થઈ ગયું પણ એમાં

* વર્ધમાનપદ્મસિંહશ્રેષ્ઠીચરિત્રઃ અમરસાગરસૂરિ.

થોડોક દગો રમાઈ ગયો. જિનાલય એટલું કળામય બન્યું કે નગરજનો એની ભારોભાર પ્રશંસા કરવા લાગ્યા. રાયશીશાહને આથી ઇર્ષ્યા થઇ કે મેં બંધાવેલા જિનાલયથી આ જિનાલય વધી જશે તો ?

વર્ધમાનપદ્મસિંહશ્રેષ્ઠીચરિત્રના કર્તા અમરસાગરસૂરિ જણાવે છે કે 'બન્ને ભાઇઓ પર થયેલા ઈર્ષ્યાગ્નિથી તપ્ત હૃદયના રાયશીશાહે દ્રવ્ય આપીને બધા સલાટોને વશ કર્યા. અને તેથી કૃતઘ્ની સલાટોએ તે જિનાલયનું મૂળ શિખર તેની ઊંચાઇના ભાગથી સંકોચી લીધું અને તે શિખરને ઊંચું કર્યું નહિ. તે હકીકત જાણ્યાં છતાં પણ ગંભીર હૃદયના બન્ને ભાઇઓએ કોઇના પર કાંઇ ગુસ્સો કર્યો નહિ.'×

આ કાર્યમાં આ બન્ને શ્રેષ્ઠીઓના વચટભાઇ ચાંપશીશાહ પણ કારણરૂપ હશે એમ ઘણાં પ્રસંગોથી જાણી શકાય છે. આ પ્રાસાદની ભમતીમાં આવેલા બન્ને બાજુના બે ચોમુખ પ્રાસાદના શિખરો તથા તેની આસપાસના ઉપરના ભાગના ઝરૂખાવાળા રંગમંડપો પણ અધૂરા રાખવામાં આવ્યા હતા. પાછળથી ભદ્રાવતિથી બન્ને શ્રેષ્ઠીઓ તે માટે દ્રવ્ય પણ મોકલાવી આપે છે પણ ચાંપશીશાહ એ અધૂરા રહેલા કાર્યને પૂરું કરાવતા નથી.* ચાંપશીશાહે આમ પોતાના ભાઇઓનો તો દ્રોહ કર્યો જ છે પણ જૈનશાસનનો પણ તેમણે દ્રોહ કર્યો. એના ફળસ્વરૂપે તેમણે ખાતમુહૂર્ત કરેલા જિનાલયનું કામ પૂર્ણ થયું નહિ. અણહક્કના નાણાંનું ફળ તેમણે આમ ભોગવ્યું.

× વર્ધમાનપદ્મસિંહશ્રેષ્ઠીચરિત્રઃ શ્લોક ૪૧—૪૨

* આજ દિવસ સુધી આ બધું અપૂર્ણ હાલતમાં રહ્યું છે.

કલ્યાણસાગરસૂરિ રાયશીશાહની વિનતિ માન્ય રાખી સંવત ૧૬૭૫ માં જામનગર પધાર્યા. રાયશીશાહે ભરાવેલી પાંચસો એકાવન જિનપ્રતિમાઓની અંજનશલાકા તથા પોતાના પિતા તેજશીશાહે બંધાવેલા જિનમંદિરની આસપાસ ભમતીની દેરીઓમાં વિક્રમ સંવત ૧૬૭૫ ના વૈશાખ સુદ આઠમને દિવસે બધી પ્રતિમાઓની પ્રતિષ્ઠા તેમણે કલ્યાણસાગરસૂરિના ઉપદેશ અનુસાર કરાવી. એ પ્રસંગે ત્રણ લાખ મુદ્રિકાઓનો તેમણે ખર્ચ કર્યો. સ્વામીવાત્સલ્ય કરી તેમણે પોતાના ઓશવાળ જ્ઞાતિના બધા માણસોને સાકરથી ભરેલી પિત્તળની થાળીઓની પ્રભાવના પણ કરી.

વર્ધમાનશાહની વિનંતિથી આચાર્ય સંવત ૧૬૭૫ નું ચાતુર્માસ જામનગરમાં જ રહ્યા. ચાતુર્માસ બાદ વર્ધમાનશાહે તથા પદ્મસિંહશાહે ચાર લાખ મુદ્રિકાઓ ખરચીને શત્રુંજયનો સંઘ કાઢયો. સંવત ૧૬૭૮ ના વૈશાખ સુદ પાંચમને શુક્રવારના દિવસે વર્ધમાનશાહે જામનગરમાં બંધાવેલા વિશાળ જિનપ્રાસાદને ફરતી ભમતીની બહુંતેર દેરીઓમાં કલ્યાણસાગરસૂરિના ઉપદેશ અનુસાર જિનપ્રતિમાની બીજી પ્રતિષ્ઠા થઇ કેમકે સંવત ૧૬૭૬ ના વૈશાખ સુદ ત્રીજને બુધવારે કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી મૂળ ગભારામાં શ્રી શાંતિનાથ ભગવાનની સમાન પ્રમાણવાળી ત્રણ પ્રતિમાઓની મૂલનાયકજી તરીકે પહેલી પ્રતિષ્ઠા કરવામાં આવી હતી. જામનગરમાં બંધાવેલા આ જિનપ્રાસાદમાં બધું મળીને સાત લાખ મુદ્રિકાઓનો ખર્ચ થયો હતો.* આચાર્યના ઉપદેશથી બન્ને ભાઇઓએ

* મુદ્રિકાનું પ્રમાણ નક્કી થઇ શકતું નથી. પણ એટલું કહી શકાય કે એ ચાંદીનો સિક્કો હશે. સૌભાગ્યસાગરજી શિલાપ્રશસ્તિમાં

પાંચસો એક જિનપ્રતિમાઓની અંજનશલાકાપૂર્વક પ્રતિષ્ઠા કરી હતી.

શત્રુંજયગિરિ પર બંધાવેલા ત્રણેય જિનપ્રાસાદો સંપૂર્ણ થઇ ગયા હોવાથી વર્ધમાનશાહે, પદ્મસિંહશાહે તથા રાયશીશાહે અંજનશલાકા સહિત વિક્રમ સંવત ૧૬૭૫ માં જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા કરાવી. કલ્યાણસાગરસૂરિ તથા આ શ્રેષ્ઠીઓ સિદ્ધગિરિમાં પંદર દિવસ સુધી રહ્યા. મૂલ શિખર અપૂર્ણ હોવાથી પદ્મસિંહ-શાહે પોતાના જિનપ્રાસાદમાં તે સમયે મૂલનાયકજી વિના બીજી પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરાવી હતી. સંવત ૧૬૭૬ ના ફાગણ સુદ બીજને દિવસે તેમણે આ જિનપ્રાસાદમાં મૂલ-નાયકજી તરીકે શ્રી શ્રેયાંસનાથ પ્રભુની પ્રતિમાનું સ્થાપન કર્યું. વર્ધમાનશાહે તથા રાયશીશાહે પોતાના જિનપ્રાસાદોમાં શ્રી શાંતિનાથ ભગવાનની પ્રતિમા મૂલનાયકજી તરીકે સ્થાપી હતી. વર્ધમાનશાહે તથા પદ્મસિંહશાહે શત્રુંજયગિરિ પર બંધાવેલા પોતાના બન્ને જિનપ્રાસાદોમાં સર્વે મળી ત્રણલાખ વીસહજાર મુદ્રિકાઓનો ખર્ચ કર્યો. રાયશીશાહે બંધાવેલા જિનપ્રાસાદમાં દોઢલાખ મુદ્રિકાઓનો ખર્ચ થયો હતો.

જામનગર રાજ્યમાં આવેલા શ્રીકરી તથા મૌર્યપુરમાં* પણ વર્ધમાનશાહે તથા પદ્મસિંહશાહે બે શિખરબદ્ધ જિનાલયો

---

લખે છે-एवं तदा मंत्रीश्वर श्रीवर्धमानपद्मसिंहाभ्यां सप्तलक्ष-रूप्यमुद्रिका व्ययीकृता ।

* શ્રીકરી એટલે હાલનું છીકારી અને મૌર્યપુર એટલે હાલનું મોડપુર. છીકારીમાં જૈનોની વસ્તી હાલ ન હોવાથી આ જિનાલય હિન્દુ મંદિર બની ગયું છે.

બંધાવ્યા. આ બન્ને જિનાલયોની પ્રતિષ્ઠા કલ્યાણસાગરસૂરિના ઉપદેશ અનુસાર થઈ. તે અવસરે બન્ને ભાઈઓએ જામનગરમાં સ્વામીવાત્સલ્યનું જમણ રાખેલું તથા નવે નાતોમાં સાકરથી ભરેલા મોટા થાળાઓની પ્રભાવના કરેલી.

રાયશીશાહના ભાઈ નેણશીશાહે જામનગરમાં કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી ઊંચા શિખરવાળો તથા ઝરૂખાઓની શ્રેણિઓથી શોભતો એક ચોમુખ જિનપ્રાસાદ બંધાવ્યો અને તેમાં શ્રી સંભવનાથ પ્રભુની સમાન પ્રમાણવાળી ચાર પ્રતિમાઓ પ્રતિષ્ઠિત કરી. આ ચોમુખ જિનપ્રાસાદમાં નેણશીશાહે ત્રણલાખ મુદ્રિકાઓનો ખર્ચ કર્યો. એનો એક જ પ્રવેશદ્વાર કરીને નેણશીશાહે પોતાના ભાઈ રાયશીશાહે બંધાવેલા જિનપ્રાસાદમાં મેળવી દીધો.

કચ્છમાં પણ જિનાલયોની પ્રતિષ્ઠાઓના કાર્યો પૂરવેગમાં ચાલતા હતા. સંવત ૧૬૬૩ માં ભૂજનગરના અંચલગચ્છના સંઘે ભારમલ્લજીના સમય દરમિયાન ચિંતામણિ પાર્શ્વનાથ પ્રભુનું દહેરાસર બંધાવ્યું. તે દહેરાસરના ખર્ચમાં કચ્છના રાજ્યાધિકારી વોરા ધારશીએ ચોથો ભાગ આપ્યો હતો.* વોરા ધારશીએ આચાર્યના ઉપદેશથી ભૂજમાં અંચલગચ્છનો ઉપાશ્રય પણ બંધાવ્યો અને અનેક ધર્મકાર્યો કર્યાં.

સંવત ૧૬૭૫ ના વૈશાખ સુદ તેરસને શુક્રવારે અમદાવાદ નિવાસી શ્રીમાળી જ્ઞાતિના ખીમજી તથા સૂપજી નામના બે ભાઈઓએ શત્રુંજયગિરિ પર મૂલનાયક શ્રી આદીશ્વર ભગવાનના

---

* એ દહેરાસરનો શિલાલેખ.

જિનાલયના ઇશાન ખૂણા તરફ એક ચતુર્મુખ દેરી બંધાવીને તેમાં કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા કરેલી.× સંવત ૧૬૮૩ના મહાસુદ તેરસ અને સોમવારે શત્રુંજયગિરિ પર અમદાવાદ નિવાસી શ્રીમાળી જ્ઞાતિના મંત્રીશ્વર શ્રી ભંડારીજીએ બંધાવેલા શ્રી ચંદ્રપ્રભુના જિનમંદિરનો જીર્ણોદ્ધાર ભંડારીજીના વંશમાં છઠ્ઠી પેઢીએ થયેલી હીરબાઇએ કલ્યાણસાગરસૂરિજીના ઉપદેશથી કરાવ્યો.*

આમ સંવત ૧૬૬૭થી ૧૬૯૭ સુધીના ત્રીસ વર્ષના ગાળામાં પશ્ચિમ ભારતના નગરોમાં કલ્યાણસાગરસૂરિના સદ્ઉપદેશથી અનેક જિનમંદિરો બંધાયાં, અસંખ્ય જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠાઓ થઇ અને ધર્મોત્સવો ઉજવાયા. આચાર્યના સર્વધર્મસમદર્શિતાના ઉપદેશ અનુસાર રાયશીશાહે ભગવાન શ્રીકૃષ્ણના તથા મહાદેવ શંકરના મંદિરો પણ જામનગરમાં બંધાવ્યા. કલ્યાણસાગરસૂરિમાં સાંપ્રદાયિક વૃત્તિ કરતા આધ્યાત્મિક ધર્મના રક્ષણ માટેની તલાવેલી કેટલી પ્રબળ હતી તે અહીં પ્રતીત થાય છે. તેમને મન જૈનોના અને હિન્દુઓના ભગવાન જુદા જુદા નથી પણ અખિલ બ્રહ્માંડનો એક જ ઇશ્વર છે—પછી ભલેને તે જુદા જુદા નામે ઓળખાતો હોય—જુદી જુદી ક્રિયાથી પૂજાતો હોય, કે જુદી જુદી ભાષામાં સ્તવાતો હોય. એમને મન સાંપ્રદાયિક સ્પર્ધા કરતા આધ્યાત્મિક ધર્મના રક્ષણની વાત વધારે અગત્યની હતી.

---

× દેરીનો શિલાલેખ. * આ જિનાલયનો શિલાલેખ હાથીપોળ અને વાઘણપોળની વચ્ચે આવેલી વિમલવસહી ટૂંકમાં ડાબા હાથ પર આવેલા એક ગોખલામાં કોતરેલો છે.

આચાર્યની આ નીતિ તે વખતમાં બની ગયેલા એક પ્રસંગથી વધારે સ્પષ્ટ થશે. એમની આવી નીતિનું મૂલ્યાંકન આ પ્રસંગ જાણ્યા વિના કરવું મુશ્કેલ છે. સૌરાષ્ટ્રમાં મુસ્લીમ ધ્વજ લહેરાવવા મહમુદ બેગડાએ હિંદુત્વના ગઢ જેવા જુનાગઢ પર સતત ચડાઈઓ કરી. સોરઠના છેલ્લા રજપૂત રાજવી રા' માંડલિક ત્રીજાએ ત્રીજી ચડાઈ વખતે બેગડાને કહ્યું—'હે સુલતાન, હું તો તમારો ખંડિયો છું, તાબેદાર છું, આજ્ઞાંકિત છું. છતાં મને વારંવાર કઈ કસૂર સારું હેરાન કરવામાં આવે છે?' બેગડાએ હસીને જવાબ વાળ્યો—'રા', કાફર રહેવું એનાથી બીજો કયો મોટો વાંક છે?' બેગડાનો જવાબ સાંભળી રા' ધર્મસંકટમાં આવ્યો. તેના મંત્રીઓએ તેને મુસ્લીમ થઈ જવા સલાહ આપી, પણ 'મારા પૂર્વજોનો પ્રિય ધર્મ હું પ્રાણાન્તે પણ નહિ છોડું' એમ કહી તેણે લડવા કમર કસી. બધા હિન્દુ રાજવીઓને મદદે આવવાનું તેણે લખ્યું પણ કોઈ મદદે આવ્યું નહિ. અંતે માંડલિકને કલ્મો કબૂલ કરવો પડ્યો. તેણે બેગડાને વિનંતિ કરી કે મારી રાણીઓ, કુંવરો, તથા બીજા કુટુંબીજનોને ધર્મપરિવર્તન માટે ફરજ પાડવી નહિ. બેગડાએ રા'ની વિનંતિ માન્ય રાખી. પણ રા'ને બેગડા સાથે અમદાવાદ જવું પડયું. ત્યાં તેને ખાનજહાનનો ઇલકાબ આપવામાં આવ્યો. શેષજીવન તેણે ઇસ્લામનો અભ્યાસ કરવામાં ગાળ્યું અને 'જ્યારે જ્યારે તે ગિરનાર તરફ દૃષ્ટિ કરતો ત્યારે નિઃસાસા નાખીને રોતો'*

આવા તો અસંખ્ય પ્રસંગો ઇતિહાસને પાને નોંધાયેલા

* સોરાષ્ટ્રનો ઇતિહાસઃ શ્રી શંભુપ્રસાદ હ. દેશાઇ.

પડ્યા છે. પણ આ એકજ પ્રસંગ હિન્દુઓની કે જૈનોની તે વખતે સ્થિતિ કેવી હતી તે દર્શાવવા બસ થશે. આવી કલુષિત પરિસ્થિતિમાં કલ્યાણસાગરસૂરિએ આધ્યાત્મિક દર્શનોના અનુયાયીઓને સર્વધર્મસમદર્શિતાનો મહામંત્ર સંભળાવ્યો અને એટલે જ તેઓ પોતાની પછીના યુગમાં પણ જીવી શક્યા છે. આજે આવા પ્રસંગો નથી બનતા એ ખરું પણ આપણું ઊર્મિતંત્ર સાંપ્રદાયિક અહંભાવથી કેટલે અંશે વિમુક્ત થયું છે? શારીરિક બળ વાપરીને આપણે અન્યને ધર્મપરિવર્તન કરાવી શકીએ એ સ્થિતિમાં ન હોઇને આપણે સુધરેલા ગણાઇએ એ ખરું, પણ માનસિક દૃષ્ટિએ વિચારીએ તો અન્ય દર્શનોને જોવામાં આપણે કેટલી ઉદારતા અપનાવી છે? બાહ્યસ્થિતિનો તફાવત જતો કરીએ તો તે વખતની અને આજની પરિસ્થિતિમાં ઝાઝો તફાવત નથી જણાતો અને એટલે જ ત્રણસો વર્ષના ગાળા પછીયે આપણને કલ્યાણસાગરસૂરિના જીવનમાંથી ઘણું ઘણું શિખવાનું બાકી છે. શ્રી પાર્શ્વનાથપ્રભુને સહસ્રાભિધાનથી સંબોધીને સર્વધર્મસમદર્શિતાના મહાન પ્રવર્તક કલ્યાણસાગરસૂરિએ વિશ્વની પ્રજાને નવીન દિશાઓ અને દૃષ્ટિઓનું સૂચન કર્યું છે—

आतमभू शंभवो विष्णुः केशवः स्थविरोऽच्युतः ।
परमेष्ठी विधिर्धाता श्रीपतिर्नागलंछनः ॥
सुरज्येष्ठश्चतुर्वक्त्रो गोविंदः पुरुषोत्तमः ।
नीलकंठश्चतुरास्यश्चतुर्भुजः स्वभुः कविः ॥*

---

* કલ્યાણસાગરસૂરિએ રચેલું श्रीपार्श्वसहस्रनामस्तोत्रम् ।

ભગવાન વિષ્ણુ, કૃષ્ણ કે શંકરની સ્તુતિ દ્વારા કલ્યાણ-સાગરસૂરિએ ભગવાન પાર્શ્વનાથને સ્તવ્યા છે અને એમાં જ એમની ખરેખરી મહાનતા છે. આચાર્યનું જીવન કેટલું વિશાળ છે, એમની પ્રતિભા કેટલી સાર્વત્રિક છે, એમનો અભ્યાસ કેટલો પરિપૂર્ણ છે, એમની વિષય છણાવટ કેટલી સર્વાવયવી છે, એમની વાણીમાં કેટલું ઓજસ છે, એમની સ્તુતિમાં કેટલું ગાંભીર્ય છે એ વાતની પ્રતીતિ પ્રસ્તુત સ્તોત્રથી થયા વિના રહેતી નથી. તેઓ કહે છે—

त्वत्स्तोत्रेण कुर्वे स्वां जिह्वां दोषशताकुलां ।
पूतामिदं सच्चारण्ये जन्तुनां जन्मनः फलं ॥

તારા સ્તોત્રવડે સેંકડો દોષોથી આકુલ એવી મારી જીભને હું પવિત્ર કરું છું એજ આ મિથ્યા સંસારમાં પ્રાણીઓના જન્મનું સાફલ્ય છે.

આ શ્લોક વાંચતા જ આપણી દૃષ્ટિ સમક્ષ કલ્યાણસાગ-રસૂરિની વિરાટ તેજોમૂર્તિ દેખાય છે.—જાણે સમગ્ર વિશ્વને ગંભીર પડઘાઓ પાડીને સંભળાવતી ન હોય કે બધું મિથ્યા છે—મિથ્યા છે એમ કહીને નકામો સમય બગાડો નહિ, સત્યને શોધી કાઢતાંજ તમારા મિથ્યાત્વના પડદાઓ આપો-આપ ચીરાઇ જશે અને સમગ્ર વિશ્વ તમને નક્કર સત્ય જેવું જણાશે. એ સત્યને સમજાવનાર ધર્મ એજ આપણો ધર્મ—

त्वच्चेतसि प्रवर्त्तेहमित्युदंतो हि दुर्लभः ।
मच्चित्ते विघसे त्वं चेद्देवेनान्येन पूर्यताम् ॥

તારા ચિત્તમાં હું આવું એ વાત જ મુશ્કેલ છે પણ જો મારા ચિત્તમાં તું આવતો હોય તો મારે બીજા કોઈ દેવનું કામ જ નથી.

આડકતરી રીતે આ શ્લોક દ્વારા આચાર્ય જાણે સૂચવતા ન હોય કે ધર્મ કાંઇ ચર્ચાનો વિષય નથી. ધર્મ એટલે સત્ય માટેની તાલાવેલી—જન્મથી જડાયેલી સ્વાભાવિક વસ્તુ—આંતરિક જીવનનો વિકાસ અને એટલે જ જે આપણાં આંતરિક જીવનને વધુને વધુ વિકસાવી શકે, એ વિકાસને પોષી શકે અને આપણને જીવનદર્શન કરાવી શકે એજ આપણો ખરો ધર્મ. આચાર્યે જૈનદર્શનમાં પોતાનો વિકાસ માન્યો અને તેમણે તે અપનાવ્યું. એ અપનાવ્યા પછી તેઓ કહે છે—

हर्षबाष्पजलैर्भव्यैर्नेत्रे मे त्वन्मुखाश्रिते ।
अन्यप्रेक्षणसंभूतं क्षालय त्वंमलं निजम् ॥*

તારા મુખનો આશ્રય લેવાથી ઉત્પન્ન થયેલા ભવ્ય અશ્રુબિન્દુઓ વડે તું, અન્ય દેવોના દર્શનથી ઉત્પન્ન થયેલા મારા નેત્રના મેલને ધોઇ નાખ !

કલ્યાણસાગરસૂરિના હૃદયનાં આવા કોમળ ભાવો, તેમની સંવેદનાઓ, તેમણે પ્રતિબોધેલો ધર્મોપદેશ, તેમણે પ્રવર્તાવેલો સર્વધર્મસમદર્શિતાનો ઉચ્ચાદર્શ સમજવાનો પ્રયાસ કર્યો વિના એમને માત્ર ભવ્ય જિનાલયોની શ્રેણિથી પૃથ્વીપટને અલંકૃત કરનાર તરીકે, પ્રતિમાઓના પ્રતિષ્ઠાપક તરીકે, જ્ઞાનમંદિરોના ઉદ્ધારક તરીકે કે સંઘોના નિયામક તરીકે જ જો બિરદાવવામાં

---

* श्र पार्श्वसहस्रनामस्तोत्रम्: કલ્યાણસાગરસૂરિ.

આવશે તો એ મહાપુરુષને મોટો અન્યાય કર્યો ગણાશે. તેમાંયે એમની મહત્તા, એમણે આટલા જિનાલયોની કે જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવી છે એ હકીકત, એમના આંતરિક જીવનની ઉપેક્ષા કરી, માત્ર ગણિતના આંકડાઓથી એમના અનુયાયીઓ દ્વારા સિદ્ધ કરી સમજાવવામાં આવશે તો એ ઇતિહાસનો નિષ્ઠુર પરિહાસ ગણાશે.



સંવત ૧૯૯૯ માં ધર્મમૂર્તિસૂરિની તબિયત લથડી. બધાય કાર્યો પડતા મૂકીને કલ્યાણસાગરસૂરિ પાલણપુરમાં બિરાજતા પોતાના ગુરુ પાસે દોડી ગયા. જીવનસંધ્યાને આરે ઊભેલા વયોવૃદ્ધ ગુરુદેવની તેમણે ખૂબજ ભાવથી શુશ્રૂષા કરી અને એમના આશીર્વાદ મેળવ્યા. એ વર્ષનું ચાતુર્માસ તેઓ ગુરુમહારાજ સાથે પાલણપુરમાં જ રહ્યા. આ અરસામાં પાલણપુરના નવાબ કલ્યાણસાગરસૂરિના ભક્ત થયા છે અને એમના ઉપદેશથી ત્યાંના સંઘને ઉપાશ્રય બંધાવવાના કાર્યમાં નવાબ ઘણી મદદ કરે છે એટલું જ નહિ પણ આચાર્યની પ્રેરણાથી નવાબ તથા તેની બેગમ કરીમા માંસ અને મદિરાના પચ્ચખાણ લે છે.

જર્જરિત શરીર થયું હોવા છતાં ધર્મમૂર્તિસૂરિ કોઈ એક જગ્યાએ સ્થિર રહેતા નથી. સાધુ તો ચલતા ભલા એ આદર્શને તેમણે છેલ્લા શ્વાસ સુધી અપનાવ્યો. પાલણપુરથી ધર્મમૂર્તિસૂરિ જુનાગઢ જાય છે અને ગિરનાર પર ચડીને શ્રી નેમિનાથભગવાનના દર્શન કરી પોતાનું જીવન કૃતાર્થ કરે છે. જુનાગઢના સંઘે આચાર્યને ત્યાં રહી જવા ખૂબ વિનંતિ કરી પણ તેઓ એકના બે થતા નથી. જીવનની મહાયાત્રા ચાલુ રાખવા ધ[illegible]રએ પ્રભાસપાટણનો રસ્તો લીધો.

પ્રભાસપાટણમાં ધર્મમૂર્તિસૂરિની તબિયત એકદમ લથડી. પટ્ટાવલીકાર જણાવે છે કે ત્યાં પોતાના ગચ્છના સાધુસમુદાયને વયોવૃદ્ધ ગચ્છનાયક એકઠો કરે છે અને બધાને અંતિમ ઉપદેશ સંભળાવે છે. કલ્યાણસાગરસૂરિને પોતાના વારસદાર બનાવી આકાશગામિની, અદૃશ્યકારિણી આદિ વિદ્યાઓ તેમને સમર્પણ કરી સંવત ૧૬૭૦ ના ચૈત્ર સુદ પૂનમને દિવસે જિનશાસનના મહાન જ્યોતિર્ધર શ્રી ધર્મમૂર્તિસૂરિએ પોતાનો નશ્વર દેહ ત્યજ્યો. આ મહાન પુરુષનું સમગ્ર જીવન શાસનની સેવામાં જ ગયું છે. કોઈપણ જાતની ખોટી પ્રતિષ્ઠાની પરવા કર્યો વિના, કોઈ પણ જાતનો દુરાગ્રહ સેવ્યા વિના કે માનપૂજા મેળવવાનું મમત્વ પોષ્યા વિના અંચલગચ્છના આ મહાન પટ્ટાલંકારે પોતાનું સમગ્ર જીવન શાસનસેવામાં હોમી દીધું. કલ્યાણસાગરસૂરિ જે મહાન કાર્યો કરવા સમર્થ થઈ શક્યા તેનો બધો યશ અપ્રત્યક્ષ રીતે ધર્મમૂર્તિસૂરિને ફાળે જાય છે. કારણ કે તેમની કારકિર્દી કલ્યાણસાગરસૂરિના વિરાટ કાર્યક્ષેત્રની પ્રસ્તાવના જેવી હતી. તેમણે કશું ન કર્યું હોત તોયે કલ્યાણસાગરસૂરિને પોતાના અનુગામી પટ્ટધર માત્ર નીમીને તેમણે શાસનની ઘણી ઘણી સેવા બજાવી ગણાત અને એ રીતે કલ્યાણસાગરસૂરિના પૂરોગામી તરીકેય તેઓ ઇતિહાસમાં કાયમનું સ્થાન પામ્યા હોત.

કલ્યાણસાગરસૂરિ પર પસંદગી ઉતરી એમાં કોઈકને અસંતોષ થયો હોય એ સ્વાભાવિક ગણાય, કારણકે એ સર્વોચ્ચ પદ નાની વયના આચાર્ય મેળવે એ આશ્ચર્યકારક ઘટના તો હતી જ. પણ પટ્ટાવલીકાર એની વિગતમાં ઉતર્યા

વિના એક ચમત્કારિક પ્રસંગ આપણી સમક્ષ રજૂ કરી દે છે. ધર્મમૂર્તિસૂરિએ ગચ્છાધિષ્ઠાયિકા શ્રી મહાકાલી દેવીનું સ્મરણ કર્યું. દેવી પ્રકટ થયા, પણ આચાર્ય તેમને જોઇ ન શકતા કારણ પૂછ્યું એટલે દેવીએ ખુલાસો કર્યો કે આપનું આયુ હવે પાંચજ દિવસનું છે. સ્વલ્પાયુવાળા લોકો મને જોઇ શકતા નથી. આચાર્ય ગચ્છેશપદ કોને આપવું એ વિષે દેવીને પૂછે છે જેના જવાબમાં દેવી કલ્યાણસાગરસૂરિનું નામ સૂચવે છે અને જણાવે છે કે 'દીક્ષા—પર્યાયથી જોતા જોકે નાના છે, છતાં પણ મહાન એવા શ્રી કલ્યાણસાગરસૂરિજીને તમારે ગચ્છેશની પદવી આપવી કેમકે તેઓ જિનશાસનનો ઉદ્યોત કરનારા દેખાય છે.'

દેવીની સલાહ ધર્મમૂર્તિસૂરિ અનુસરે છે અને બધાયે શિષ્યોને તે પ્રમાણે વર્તવાનું અને કલ્યાણસાગરસૂરિની આજ્ઞામાં રહેવાનું કહે છે. બધાયે શિષ્યોએ એ પ્રમાણે વર્તવાનું આચાર્યને વચન આપ્યું. પછી પાંચ દિવસનું અનશન કરીને ધર્મમૂર્તિસૂરિએ શિષ્યોની વચ્ચેથી વિદાય લીધી. સંઘે મળીને ત્રિવેણીના સંગમપર આવેલા પ્રભાસતીર્થમાં ચંદનકાષ્ટવડે તેમના શરીરનો અગ્નિસંસ્કાર કર્યો. તે સ્થાને એક દેરી બંધાવીને તેમાં તેમના ચરણોની સ્થાપના કરી સૌએ એ મહાન આત્માને અંજલિ અર્પી. પછી ત્યાંના સંઘે મળીને સંવત ૧૬૭૦ ના ચૈત્ર વદ ત્રીજને દિવસે કલ્યાણસાગરસૂરિને મહોત્સવપૂર્વક ગચ્છેશ પદવી આપી.*

* અંચલગચ્છની મોટી પટ્ટાવલીઃ શ્રી ધર્મસાગરજી

श्री पार्श्वसहस्रनामस्तोत्रम् માં કલ્યાણસાગરસૂરિએ ધર્મમૂર્તિસૂરિની ભવ્ય કારકિર્દીને ગૌરવાન્વિત શબ્દોમાં બિરદાવી છે—

जयंतु ते श्रीगुरुधर्ममूर्त्तयो गणाधिराजा मुनिसंघपालकाः ।
अनेकवादीश्वरवादसिंधुराऽभिमान पंचास्यनिभाः क्रियापराः ॥

તે ધર્મમૂર્તિ સદ્‌ગુરુઓ કે જેઓ ગણના નાયક છે, મુનિસંઘના પાલક છે, અનેક વાદીશ્વરો કે જે વાદ કરવામાં હસ્તિ સમાન મદવાળા છે તેમને માટે સિંહ સમાન અને ક્રિયામાં સદા તત્પર એવા ગુરુદેવો જય પામો.

श्रीधर्ममूर्त्तिसूरीशाः सूरिश्रेणीवतंसकाः ।
कल्याणवपुषो नूनं चिरं नंदंतु सत्तमा ॥

સૂરિશ્રેણિમાં અલંકારરૂપ, સત્પુરુષોમાં શ્રેષ્ઠ, ખરેખર, કલ્યાણના મૂર્ત સ્વરૂપ એવા શ્રી ધર્મમૂર્તિસૂરીશ્વરજી દીર્ઘકાલ પર્યંત આનંદ પામો.

तदंघ्रिकजरोलंबः शिष्य कल्याणसागरः ।
चकार पार्श्वनाथस्य नामराजि मनोरमां ॥

તેમના ચરણકમળમાં ભ્રમર સમાન શિષ્ય કલ્યાણસાગરે પાર્શ્વનાથનું મનોરમ સ્તોત્ર રચેલ છે.

ધર્મમૂર્તિસૂરિને કમળની અને પોતાને ભ્રમરની ઉપમા આપીને કલ્યાણસાગરસૂરિએ તેમના પૂરોગામીને મહાન અંજલિ આપી છે.



**આ**ગ્રાના વતની અને લોઢા ગોત્રના કુરપાલ અને સોન-પાલ નામના બન્ને ભાઈઓ કલ્યાણસાગરસૂરિના પરમ ભક્તો હતા. તેમના પિતા ઋષભદાસ ધર્મમૂર્તિસૂરિના અનન્ય ભક્ત હતા. ઋષભદાસ તથા તેમના બંધુ પ્રેમનની વિનંતિને સ્વીકારીને ધર્મમૂર્તિસૂરિ ઘણુંય ચાતુર્માસ આગ્રા તથા દિલ્હીમાં રહેલા. આ બન્ને બંધુઓએ ધર્મમૂર્તિસૂરિના ઉપદેશ અનુસાર શ્રી સમેતશિખરતીર્થનો બે હજાર યાત્રિકોનો સંઘ કાઢેલો. સંવત ૧૬૨૮માં આચાર્યના ઉપદેશથી કુરપાલ અને સોનપાલે આગ્રામાં અંચલગચ્છનો ઉપાશ્રય બંધાવ્યો તથા ત્યાં બે જિનમંદિરો બંધાવવાના કાર્યનો પણ પ્રારંભ કર્યો.

શહેનશાહ જહાંગીરના સમયમાં આગ્રાની જાહોજલાલી પૂર્ણકળાએ ખીલી હતી. મોગલસંસ્કૃતિનું આગ્રા પ્રતીક ગણાતું. અકબરને અનુસરીને જહાંગીરે બધા ધર્મો પ્રત્યે સહિષ્ણુ-નીતિ ચાલુ રાખી. જહાંગીરે બધા ધર્મો પ્રત્યે એટલો ઉદાર વર્તાવ રાખ્યો કે બધાને પ્રશ્ન થતો કે તેનો ખરો ધર્મ કયો ? ડૅા. ઇશ્વરીપ્રસાદ નોંધે છે કે—It is sometimes asked what was Jahangir's religion. Was he an orthodox Sunni or an eclectic pantheist like his father ? It is not easy to state his positive reli-

gious beliefs.* જહાંગીરની આવી ધર્મસહિષ્ણુનીતિને લીધેજ આગ્રામાં જિનાલયોના બાંધકામમાં કોઈ વિક્ષેપ પડ્યો નહિ.

આ બન્ને જિનાલયોનું કામ પૂર્ણ થઈ જતાં બન્ને ભાઈઓએ કલ્યાણસાગરસૂરિને વિનંતિ કરી કે 'ભગવન્, આપના ગુરુદેવ શ્રી ધર્મમૂર્તિસૂરિના ઉપદેશથી અમોએ આગ્રામાં બંધાવેલા બન્ને જિનાલયો હવે સંપૂર્ણ થઇ ગયા છે તો તેની પ્રતિષ્ઠા માટે આપ પધારો!'×

ગુરુપ્રત્યેનું ઋણ અદા કરવા કલ્યાણસાગરસૂરિ તરત જ કુરપાલ અને સોનપાલની વિનંતિને સ્વીકારી આગ્રા પધારે છે. આગ્રાના સંઘે આચાર્યનો મહોત્સવપૂર્વક નગરપ્રવેશ કરાવ્યો. કલ્યાણસાગરસૂરિના ઉપદેશ અનુસાર બન્ને ભાઈઓએ બન્ને જિનમંદિરોમાં સર્વે મળી ચારસો પચાસ જિનપ્રતિમાઓની સંવત ૧૬૭૧ના વૈશાખ સુદ ત્રીજને દિવસે પ્રતિષ્ઠા કરી. એક જિનમંદિરમાં શ્રી શ્રેયાંસપ્રભુની મૂર્તિ અને બીજામાં શ્રી મહાવીરપ્રભુની મૂર્તિને મૂલનાયક તરીકે સ્થાપવામાં આવી. તે અવસરે બન્ને ભાઈઓએ ઘણું ધન ખર્ચીને સ્વામીવાત્સલ્ય આદિ અનેક ધર્મકાર્યો કર્યો. ત્યાંના સંઘના આગ્રહથી કલ્યાણસાગરસૂરિ સંવત ૧૬૭૧માં ત્યાંજ ચાતુર્માસ રહ્યા. ચાતુર્માસ બાદ બન્ને બાંધવોએ સમેતશિખર, પાવાપુરી આદિ જિનેશ્વર ભગવાનોની કલ્યાણકભૂમિઓમાં આચાર્ય સાથે પોતાના કુટુંબ સહિત યાત્રા કરી. ગુરુમહારાજના ઉપદેશથી બન્ને ભાઇઓએ

* A Short History of Muslim Rule in India.

× અંચલગચ્છની મોટી પટ્ટાવલીઃ શ્રી ધર્મસાગર

કલ્યાણક ભૂમિઓમાં જીર્ણોદ્ધારના અનેક કાર્યો કરાવ્યા. આમ તેમણે સાત ક્ષેત્રોમાં સાતલાખ પીરોજીઓ ખરચી.

એ અરસામાં જ દિલ્હીમાં સત્તા માટે ખટપટો શરુ થઇ. શાહજહાંએ પોતાના હરીફ ખુશરુનો વધ કરી પોતાનો રસ્તો નિષ્કંટક કરી દીધો. પણ નૂરજહાંએ એક હરીફ ઊભો કરી શાહજહાંનો દાવો નકાર્યો. તેનો પ્રતિકાર કરવા અંતે શાહજહાંએ બંડ પોકાર્યું અને તેમાં તેણે સફળતા મેળવી.

પટ્ટાવલી, વર્ધમાનપદ્મસિંહશ્રેષ્ઠીચરિત્ર અને કલ્યાણસાગરસૂરિના રાસમાં કુરપાલ અને સોનપાલના જિનમંદિરો વિષે એક અગત્યની ઘટના નોંધવામાં આવી છે. આ ગ્રંથકર્તાઓના જણાવ્યા પ્રમાણે કોઇક દુષ્ટ માણસની પ્રેરણાથી બાદશાહે કુરપાલ અને સોનપાલને હુકમ કર્યો કે જો પથ્થરની મૂર્તિઓ દસ દિવસમાં મને ચમત્કાર નહિ દેખાડે તો તમે બંધાવેલા બન્ને જિનાલયોને હું તોડાવી નાખીશ. બાદશાહનું ફરમાન સાંભળી બન્ને બાંધવો દિગ્મૂઢ થઇ ગયા. કાંઇ ન સૂઝતા સોનપાલ ઊંટ પર સ્વાર થઇ વારાણશીમાં બિરાજતા કલ્યાણસાગરસૂરિને આ વાત જણાવે છે. આચાર્યે તેને કહ્યું કે ચિન્તા કરો નહિ. હું જાતે ત્યાં આવું છું. કિન્તુ સોનપાલને પ્રશ્ન થયો કે આટલો લાંબો રસ્તો આચાર્ય બાદશાહે આપેલી મુદતમાં કાપી શકશે ખરા ?

આચાર્યે સાંત્વન આપતા સોનપાલ આગ્રા પાછો ફરે છે. આઠેક દિવસો બાદ આગ્રામાં પાછા ફરતા સોનપાલે જ્યારે જોયું કે કલ્યાણસાગરસૂરિ તો આગ્રામાં જ બિરાજે છે ત્યારે તેને થયું—किमेते व्योमगामिन्या विद्ययात्र समागताः किंवा

દેવસહાયેન......આચાર્યશ્રી શું અહીં આકાશગામિની વિદ્યાથી પધાર્યા કે કોઇ દેવની સહાયથી પધાર્યા ?* આચાર્યે તરત જ સોનપાલને કહ્યું કે બાદશાહને ચમત્કાર જોવા જિનમંદિરમાં બોલાવી લાવો. બન્ને ભાઈઓની વિનંતિથી બાદશાહ ત્યાં આવે છે. કલ્યાણસાગરસૂરિ તેને મૂર્તિને બે હાથ જોડીને વંદવા કહે છે. બાદશાહ તેમ કરે છે. તે વખતે પથ્થરની મૂર્તિએ પોતાનો હાથ ઊંચો કરીને બાદશાહને ધર્મલાભનો આશીષ આપ્યો. બાદશાહ આશ્ચર્ય પામીને કલ્યાણસાગરસૂરિને ચરણે ઢળી પડ્યો અને માફી માગી. તે દિવસથી એ મૂર્તિનો હાથ ઊંચો જ રહ્યો છે.

શ્રેષ્ઠીચરિત્રના કર્તા અમરસાગરસૂરિએ બાદશાહનું નામ જણાવ્યું નથી પણ રાસના કર્તાએ બાદશાહને જહાંગીર તરીકે ઓળખાવ્યો છે—

> બોલે જહાંગીર તેહને પથ્થર મૂર્તિ એહ.
> ચમત્કાર મુજ દાખવે, તો મંદિરમાં રેહ.
> નહિતર પાદીશા નિશ્ચયે, એ તારા પ્રાસાદ.
> દશદિનની અવધિ તને આપું છું ધરી વાદ.

'કલ્યાણસાગરસૂરિનો રાસ' આ પ્રસંગ પછી સવાસો વર્ષથીયે વધારે સમય બાદ રચાયો છે. એ બાદશાહને જહાંગીર તરીકે ઓળખાવવામાં તેના કર્તા ઉદયસાગરજીએ કાંઇક ભૂલ કરી હોય એમ તે સમયના ઇતિહાસ પરથી જણાય છે. આપણે આગળ જોઈ ગયા તેમ ઉદયસાગરજીએ કવિ સુંદર-રૂપજી અને ચારણ કવિ મેરૂજીની છૂટી છવાઇ કૃતિઓનું પુનર્લેખન કરી આ રાસની રચના કરી છે. સંપ્રદાયથી ચાલી

* વર્ધમાનપદ્મસિંહશ્રેષ્ઠીચરિત્ર.

આવતી દંતકથાઓનો ઉપયોગ પણ આમાં થયો છે. સાધનોનો આવા પ્રકારનો ઉપયોગ કરવાની રીતિ ઉદયસાગરજીની આ કૃતિને બરોબર અનુકૂળ છે કારણકે આ ગ્રંથ ઇતિહાસના લાક્ષણિક અભ્યાસનો દાવો કરતો નથી પણ ગ્રંથના નામાભિધાન પ્રમાણે એ કલ્યાણસાગરસૂરિના જીવનના ઐતિહાસિક પ્રસંગોનો અને દંતકથાઓનો રાસ છે.

એ વખતનો ઇતિહાસ જણાવે છે કે અકબર પછી સર્વે ધર્મોમાં સમભાવ રાખનારો જહાંગીર જેવો મુસલમાન બાદશાહ ઇતિહાસમાં જડવો મુશ્કેલ છે. હિન્દુ, મુસ્લીમ તેમજ આંગ્લ ઇતિહાસકારો એની આવી બહુમૂલી કારકિર્દીની પ્રશંસા કરતા થાકતા નથી. ઘણાં જ ન્યાયપ્રિય રાજા તરીકે જગતમાં નામના મેળવનાર આ બાદશાહે ધર્મઝનૂનથી એક પણ મંદિર તોડી પાડ્યું હોય એવો એકેય દાખલો હજી નોંધાયો નથી. પણ એના મૃત્યુ બાદ તખતનશીન થયેલાં શાહજહાંએ આવતાની સાથે જ ફરમાન કાઢ્યું કે જહાંગીરના સમયમાં શરુ કરવામાં આવેલા મંદિરોનું બાંધકામ પૂરું ન થયું હોય કે ચાલતું હોય એવા બધા મંદિરો દેશભરમાં પડાવી નાખવામાં આવે.*

* "The Emporor was informed that the wealthy infidels in Benares were desirous of completing the idol temples which had begun during the reign of his predecessor. An order was issued that in Benares and in other parts of the empire the temples, whose construction had commenced, should be razed to the ground.

—A. H. Padshahnama, I, P. 402.

આ હુકમનો તરત જ અમલ શરુ થયો અને પરિણામે અસંખ્ય હિન્દુ તથા જૈન મંદિરોને જમીનદોસ્ત કરી દેવામાં આવ્યા. ડૉ. ઇશ્વરીપ્રસાદ નોંધે છે કે ફક્ત એકલા બનારસમાં જ આ હુકમથી છહોંતેર મંદિરોનો નાશ કરી દેવામાં આવ્યો. આખા સામ્રાજ્યમાં નાશ કરી નાખેલા મંદિરોનો તો હિસાબ જ નથી. આમ હિન્દુ સ્થાપત્યોનો કરુણ વિનાશ સર્જીને શાહજહાંએ મોગલ સ્થાપત્યોની મહાન ઇમારતોના યુગનો પ્રારંભ કર્યો !!

માની શકાય કે આવા ધર્મઝનૂની ફરમાને કુરપાલ અને સોનપાલે બંધાવેલા જિનાલયો પર આફત ઉતારી હોય. એ અરસામાં બંધાયેલા બધાં મંદિરોને તૂટતા જોઇને સોનપાલ કલ્યાણસાગરસૂરિ પાસે દોડી ગયો હોય. અધૂરામાં પૂરું આગ્રાને શાહજહાં મોગલ સંસ્કૃતિનો મુકુટ બનાવવા ઇચ્છતો હતો અને પોતાના દાદા અકબર કે જેને તે ખૂબ જ માનથી જોતો હતો તેના નામને ચિરંજીવી બનાવવા માટે તેણે આગ્રાને 'અકબરાબાદ' નામ આપેલું. મોગલ સંસ્કૃતિના આ મહાધામમાં જિનસંસ્કૃતિના અવશેષ જેવા આ બન્ને જિનમંદિરો બધાંને ખૂંચ્યા હશે અને તેનું નિકંદન કાઢી નાખવાનું ષડ્‌યંત્ર પણ રચાયું હશે એ સંભવિત છે.

શહેનશાહ અકબર કે જે બધાયે ધર્મોને સમદૃષ્ટિથી નિહાળતો, જેના રાજદરબારમાં હીરવિજયસૂરિ, વિજયસેનસૂરિ, ભાનુચંદ્ર ઉપાધ્યાય, જિનચંદ્ર અને સિદ્ધચંદ્ર જેવા પ્રખર જૈનાચાર્યો બિરાજતા અને જિનાગમોની ચર્ચાઓ કરતા, તેના નામને યાદગાર બનાવવા માટે શાહજહાંને ધર્મઝનૂની થવું

પડે; અન્ય ધર્મના સ્થાપત્યોનો નાશ કરી દેવા ફરમાન કાઢવું પડે એ કેવું વિરોધાભાસી કૃત્ય છે !! અકબરના નામને યાદગાર બનાવવાનું આ કાર્ય હતું કે એના નામને ભૂંસી નાખવાનું ? અકબરના આદર્શ જીવનના ઘડતરમાં જૈન આચાર્યોનો ફાળો મુખ્ય છે. ડૉ. ઇશ્વરીપ્રસાદના શબ્દોમાં કહીએ તો 'In short, Akbar's giving-up of meat and the prohibition of injury to animal life were due to the influence of Jain teachers.'*

આ બધી વસ્તુનું જ્ઞાન આપવા અને શાસન પર આવેલી આફતને પહોંચી વળવા કલ્યાણસાગરસૂરિ રાત દિવસની, ટાઢ તડકાની કે ભૂખ તરસની પરવા કર્યા વિના થોડા દિવસોમાં જ આગ્રા આવી પહોંચ્યા હશે. [सुघोपमकृतश्लोकम् धीरं सन्मार्गदर्शकम् । देहभृद्दिधूतारेकं वचोगुणजितानकम् ॥× 'અમૃત જેવા મધુર શ્લોકો રચનાર, ધીર, સન્માર્ગદર્શક, દેહધારીઓના ગર્વનો નાશ કરનાર, વાણીના ગંભીર ગુણથી પડહ વાજિંત્રના શબ્દને જીતનાર' મહાન કલ્યાણસાગરસૂરિ પોતાની પ્રતિભાથી ધારેલા કાર્યમાં સફળતા મેળવી શક્યા હશે. શક્ય છે કે શાહજહાં જ્યારે ગુજરાતનો સુબો હતો તે અરસામાં આચાર્ય સાથે એને પરિચય થયો હોય અને ગુજરાતમાં થયેલો આ લઘુ પરિચય આગ્રાના મહાન જિનાલયોને બચાવવામાં મહત્ત્વનો ભાગ ભજવી ગયો હોય.

---

* A Short History of Muslim Rule in India.

× દેવસાગરજીએ કલ્યાણસાગરસૂરિને લખેલો પત્ર.

કિન્તુ, ખરી વાત તો એ છે કે કોઇ પણ જાતની કામના વિના, કોઇ પણ જાતની ભૌતિક લાલસા વિના કે કીર્તિના પ્રલોભન વિના જે ધર્મનું વિશુદ્ધ આચરણ કરે છે તે કદી પોતાના ધ્યેયથી પાછો હટતો નથી. જે નિરંતર આત્મામાં બધાં ભૂતોને અને બધાં ભૂતોમાં આત્માને નીરખે છે તે આત્મા કોઇને કોઇ કારણસર તિરસ્કારતો નથી અને કોઇનો તિરસ્કાર પામતો પણ નથી. આને લોકો ચમત્કાર કહેતા હોય તો ભલે કહે પણ એમાં નક્કર વાસ્તવિકતાથી વધુ કાંઇ પણ નથી એ તો ચોક્કસ છે।



[ ૨૧ ]

કલ્યાણસાગરસૂરિએ આગ્રાના જિનમંદિરોને જમીનદોસ્ત થતાં અટકાવ્યા એ ઘટનાથી સમગ્ર જૈન સમાજનું ધ્યાન એમના પર કેન્દ્રિત થયું. એમની મેધાવી શક્તિઓનું બહુમાન કરવા સંવત ૧૬૭૨ માં ઉદયપુરના સંઘે એમને યુગપ્રધાન પદથી અભિષિક્ત કર્યા.

જૈન સમાજમાં આવું માનવંતું સ્થાન પ્રાપ્ત કર્યું હોવા છતાં આચાર્યે પોતાની પ્રવૃત્તિમય કારકિર્દી થંભાવી નહિ. આત્મસંતોષ અને આત્મગૌરવના અંધારાં એમની તેજસ્વી પ્રતિભા આગળ ક્યારેય ડોકાઈ ન શક્યા. તેમના જીવનમાં તો પ્રવૃત્તિનો મહાસાગર જ હેલે ચડ્યો હતો. ચૈત્યોદ્ધારનો તબક્કો જાણે પૂર્ણ થયો હોય તેમ તેમણે જ્ઞાનોદ્ધારનો નવો તબક્કો શરુ કરી જૈન સમાજને નવી દિશાનું સૂચન કર્યું. ज्ञानः क्रियाभ्याम् मोक्ष—એ શાસ્ત્રોક્તિને સમાજમાં મૂર્તિમંત કરવા તેમણે અને તેમની વિદ્વાન શિષ્ય મંડળીએ પોતાની બધી શક્તિ જ્ઞાનમંદિરોની સ્થાપના કરવામાં ખરચી. આ તબક્કા વિના એમના પહેલા તબક્કાના મહાકાર્યમાં એમને અધૂરાપણું દેખાતું હતું.

થોડાક વર્ષમાં જ ઠેકઠેકાણે જ્ઞાનની પરબો મંડાણી. આચાર્યની હાકલ જૈનસમાજે ઝીલી લીધી. અને એના ફળસ્વરૂપે જેસલમેર, જયપુર, જોધપુર, પાટણ, ખંભાત, અમદાવાદ ઇત્યાદિ સ્થળો જ્ઞાનપ્રવૃત્તિથી ગાજતાં થયાં. અનેક નાનાં મોટાં કેન્દ્રોમાં નવા જ્ઞાનમંદિરોની સ્થાપના થઈ. જ્યાં હતા ત્યાં તેનો ઉદ્ધાર કરવામાં આવ્યો તથા મુખ્ય સ્થળોમાં તેનો વિસ્તાર કરવામાં આવ્યો.

આ કાર્યમાં આચાર્યને નાથાચંદ્રગણિએ ભારે સાથ આપ્યો. નાથાચંદ્રગણિએ છેલ્લા શ્વાસ સુધી આ પ્રવૃત્તિ ચાલુ રાખીને જૈન ઇતિહાસની અને જૈન સાહિત્યની ભારે સેવા બજાવી છે. ધર્મમૂર્તિસૂરિને પાલી ગામમાં નથમલ્લ નામના એ વિદ્વાન બ્રાહ્મણ સાથે પ્રથમ મુલાકાત થયેલી. નથમલ્લ લહિયાનું કામ કરી પોતાની આજીવિકા ચલાવતો. એનાં સુંદર મરોડવાળા અક્ષરો જોઈને આચાર્ય અત્યંત પ્રભાવિત થયા. પોતાની શક્તિ જ્ઞાનોદ્ધારના કાર્યમાં ખરચી જીવન કૃતાર્થ કરવા આચાર્યે તેને ઉપદેશ આપ્યો. નથમલ્લને એ ઉપદેશ રૂચ્યો અને તેણે આચાર્ય પાસે દીક્ષા લીધી. કલ્યાણસાગરસૂરિએ મેરુતુંગસૂરિ અને જયશેખરસૂરિ જેવા સમર્થ વિદ્વાનોની કૃતિઓ નાથાચંદ્રના હાથમાં મૂકી. જિન્દગીના છેલ્લા શ્વાસ સુધી પ્રયત્નો કરી નાથાચંદ્રે એ ગ્રંથરત્નોની મોતીના દાણા જેવા અક્ષરોથી અસંખ્ય નકલો કરી. જૈનઇતિહાસ અને જૈનસાહિત્યના પ્રસાર માટે આ મહાન વિદ્વાને પોતાની વિદ્વત્તાનો ભોગ આપી જે ઉમદા સેવા બજાવી છે તેને જૈનો કયારેય નહિ ભૂલે. સંસ્કૃતના આ પ્રખર વિદ્વાનની કદર કરવા કલ્યાણસા-

ગરસૂરિએ તેમને ઉપાધ્યાય પદે નિયુક્ત કર્યો. નાથાચંદ્રના શિષ્યોથી અંચલગચ્છમાં ચંદ્રશાખા પ્રચલિત થઈ છે *

કલ્યાણુસાગરસૂરિએ ઉપાડેલી આ જ્ઞાનપ્રવૃત્તિ એટલી બધી વ્યાપક થઈ કે મુનિઓને શ્રાવકો ગ્રંથો વહોરાવવા લાગ્યા. આજના જમાનામાં છાપખાનાની શોધ પછી આ વાતનું મહત્ત્વ આપણને યથાર્થ ન સમજાય એવું છે પણ એ જમાનામાં હસ્તલિખિત ગ્રંથો એટલા બધા અપ્રાપ્ય હતા. કે રાજા મહારાજાઓની કે રાજ્યની મદદ વિના અમુક ગ્રંથો મળવા પણ દુર્લભ હતા. વ્યાકરણના ગ્રંથો મેળવી આપવા માટે હેમચંદ્રાચાર્યે સિદ્ધરાજને કહ્યું અને રાજાએ પોતાના ખાસ દૂતોને આ કાર્ય માટે દેશદેશાવર મોકલ્યા એ પ્રસંગ સુપ્રસિદ્ધ છે. સિદ્ધરાજ જેવા રાજવીના દૂતોને પણ ગ્રંથો મેળવવામાં જે મુશ્કેલીઓ વેઠવી પડેલી તે ઉપરથી પ્રતીતિ થશે કે હસ્તલિખિત ગ્રંથો કેવા અપ્રાપ્ય હતા. જ્ઞાનની આવી કઠોર દીનતાનું નિવારણ કરવા કલ્યાણુસાગરસૂરિએ આ ઝુંબેશને અનિવાર્ય ગણી.

આવી જ્ઞાન પ્રવૃત્તિમાં આચાર્ય એવા તો અટવાઈ ગયા કે એમના શિષ્યો સાથે પત્રવ્યવહાર કરવા જેટલો સમય પણ તેમને મળતો નહિ. વિદ્વાન શિષ્ય દેવસાગરજીએ તેમને નાની પુસ્તિકા જેટલો પત્ર લખ્યો અને તેમાં પુનઃ પુનઃ જણાવ્યું—

श्रीमद्भिगुरुभिः सौव–वपुर्वार्त्तनिवेदकम् ।
सत्पत्रं प्रष्य संमोद्यं सच्चेतः करुणापरेः ॥

---

* પટ્ટાવલી

દયાળુ, આપશ્રી પૂજ્ય ગુરુઓએ સ્વશરીર સંબંધી સુખ-વાર્તાને નિવેદન કરનારો ઉત્તમ પત્ર મોકલી મારા ચિત્તને આનંદિત કરવું.

पर्वप्रवृत्तिविनिवेदकपत्रमत्र,
प्रेष्य ततो हृदि विधाय दयां विनेये ।
पत्रं यथेति शुभवार्त्तनिवेदि तन्मे,
स्यान्मानसं समुदतीव जगद्गुरुणाम् ॥

પછી આપે હૃદયમાં મારા સરખા નમ્ર શિષ્ય ઉપર દયા લાવી પર્યુષણપર્વને સૂચવનારો પત્ર મોકલવો કે જેથી આ શુભ વાતને નિવેદિત કરનારો વિશ્વગુરુનો પત્ર છે એમ ધારી મારું મન અત્યંત હર્ષિત થાય.

प्राक् पत्रमेकमिह सूरजीता सहेतं,
षट्कर्मणा तदनु नैव मया तदाप्तम् ।
युक्तं ह्यये समुदिते लभते मनुष्यः,
स्वामीप्रसादमिह साधुगणाधिराजः ॥

હે સાધુગણાધિરાજ ! આપે એક પત્ર છ કર્મગ્રંથ સહિત સૂરજીશાહની સાથે મોકલ્યો. ત્યાર પછી બીજો પત્ર મને મળ્યો નથી. યોગ્ય જ છે કે ભાગ્ય ઉદય પામ્યું હોય તો જ માણસ આ લોકમાં સ્વામીપ્રસાદને પામે છે.

तस्मात्तूर्णं लेखयित्वा लेखः प्रेष्यो गुणाकरैः ।
प्रेष्ये प्रीतिं समाधाय श्रीपूज्यैर्गणपालकैः ॥

માટે ગુણવંત ગચ્છપાલક, આપે શિષ્ય ઉપર પ્રીતિ લાવી પત્ર લખી ઝટ મોકલવો.

अत्राहीं च कृतिर्ज्ञाप्या श्रीपूज्यैः सुगुणाकरैः।
वलत्पत्रं च संप्रेष्यं विधायाज्ञाकरे कृपाम् ॥

ઉત્તમ ગુણવંત, આપે અહિંનું યોગ્ય કાર્ય ફરમાવવું અને શિષ્ય ઉપર કૃપા કરી વળતો પત્ર મોકલવો.

स्पर्शेष्वाद्यः सप्तमाऽचासमेत,
स्तेष्वेवांत्यात्पचंमश्चाप्तसमेतः।
शब्दोयः स्यात्पूज्यराजैर्महद्भिः
मय्यत्यर्थं शश्वदार्यैर्विधेयः ॥

સ્પર્શ વ્યંજનોમાં પહેલો અક્ષર ( ક ) સ્વરના સાતમા સક્ષર સહિત ( કૃ ), સ્પર્શ વ્યંજનોમાં છેલ્લા વ્યંજનથી પાંચમો ( પ્ ) આ સહિત જે શબ્દ થાય ( કૃપા ) તે મહાન પૂજ્યરાજ આપે મારા પર કરવી અર્થાત્ આપે મારા ઉપર કૃપા કરવી.

નાનકડી પુસ્તિકા જેટલા આ પત્રમાં કલ્યાણસાગરસૂરિના વ્યક્તિત્વ પર દેવસાગરજીએ ખૂબજ પ્રકાશ પાડયો છે. આ પત્રમાં ભૂજ અને ખંભાતના વર્ણનો, ત્યાંનો ઇતિહાસ અને સામાજિક વ્યવસ્થા પર દેવસાગરજીએ જે કાવ્યમય વર્ણન આપ્યું છે તે ઇતિહાસના અભ્યાસીઓને અત્યંત ઉપયોગી છે. પ્રસ્તુત પત્રમાંથી દેવસાગરજીની કલ્યાણસાગરસૂરિનો પત્ર મેળવવાની તાલાવેલી દર્શાવતા શ્લોકો જ માત્ર લીધા છે.

એ એટલા માટે કે કલ્યાણસાગરસૂરિ જેવા વિરાટ પુરુષ માટે આપણે સાચી દિશામાં કલ્પના દોડાવી શકીએ.

કલ્યાણસાગરસૂરિ અંચલગચ્છના હતા એટલે જ મહાન નહોતા, તેઓ એ ગચ્છના આચાર્ય થયા અને ગચ્છાધિપતિનું પદ મેળવ્યું એટલે જ મહાન નહોતા, તેમના અનુયાયીઓએ તેમને યુગપ્રધાનના ગૌરવાન્વિત પદથી નવાજ્યા એટલે જ તેઓ મહાન નહોતા—કિન્તુ તેમણે સમયનો સાદ પારખ્યો અને લોકોને ઢંઢોળીને તેમણે તેમને પોતાની અસ્મિતા અપાવી એટલે તેઓ મહાન હતા. જિનાલયોની પ્રતિષ્ઠાઓ કરાવી તેમણે પ્રજાના અંતરમાં વણાયેલી ધર્મભાવનાની પ્રતિષ્ઠા કરી. જ્ઞાનમંદિરોનો ઉદ્ધાર કરી તેમણે પ્રજાને એ મહાન વારસો જાળવી રાખવા બુલંદ અવાજે હાકલ કરી. સંઘશક્તિ દ્વારા સંગઠનના બળનું પ્રત્યક્ષ દર્શન કરાવી તેમણે એક નાનાંમાં નાનાં માણસનાં હૃદયમાં અપૂર્વ જુસ્સો પાથર્યો. અને બધાનો જુસ્સો એક કરી ઇતિહાસમાં પ્રજાના બળનો, જનતા જનાર્દનના બળનો પરિચય કરાવ્યો.

શાહજહાંએ રાજ્યની તિજોરીમાંથી નાણાં ખરચીને મોગલ સંસ્કૃતિના અમર સ્થાપત્યોનો યુગ આરંભ્યો. બરાબર એજ સમયે કલ્યાણસાગરસૂરિ આગળ આવ્યા અને લઘુમતિ કોમને રાજ્યના ઠાઠમાઠ આગળ અંજાયા વિના, જાહોજલાલીના નહિ પણ સંસ્કૃતિના, ધર્મના, કળાના સ્થાપત્યો રચવા તેમણે જે હાકલ કરી છે અને તેને મૂર્તિમંત કરી છે તે ધર્મનાજ નહિ પણ પ્રજાકીય અને રાજકીય ઇતિહાસમાં પણ કાયમનું સ્થાન પામશે. પ્રસ્તુત પત્રમાં દેવસાગરજી પુનઃ પુનઃ કલ્યાણસાગર-

સૂરિને પત્ર લખવા માટે પ્રાર્થના કરે છે તે એ સૂચવે કે કલ્યાણસાગરસૂરિ તે જમાનામાં એવા લોકોત્તર પુરુષ હતા કે તેઓ જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં નવા નવા કાર્યો થતા, નવી નવી ભાવનાઓ જાગતી અને લોકકલ્યાણ માટેની ઉદાત્ત આકાંક્ષાઓ વાસ્તવિકતાનું રૂપ લેતી. એવી વાતોના સમાચારો સાંભળવા કોણ ઉત્સુક ન હોય?

તે વખતે દૈનિક પત્રો નહોતા કે એ બધા સમાચારો દૂર બેઠા વાંચી શકાય. એટલે પત્રો દ્વારાજ બધી વાતો જાણવા મળતી. પણ લોકકલ્યાણના કામમાં કલ્યાણસાગરસૂરિ એટલા બધા ખૂંચી ગયા હોય કે પત્ર લખવા જેટલો સમય પણ એમની પાસે ન રહે. "યોગ્ય જ છે કે ભાગ્ય ઉદય પામ્યું હોય તોજ માણસ આ લોકમાં સ્વામીપ્રસાદને પામે છે", "આ વિશ્વગુરુનો પત્ર છે એમ ધારી મારું મન અત્યંત હર્ષિત થાય" ઇત્યાદિ દેવસાગરજીના વિધાનો કલ્યાણસાગરસૂરિના વ્યક્તિત્વ પર, મૌન રહીને પણ ઘણું ઘણું કહી જાય છે.

કલ્યાણસાગરસૂરિએ આ અરસામાં જ "શ્રી શાંતિનાથ ચરિત્ર", "સુરપ્રિય ચરિત્ર" તથા અનેક જિનસ્તોત્રો રચ્યાં છે. એમની આ કૃતિઓને ચિત્રકારોએ ચિત્રબદ્ધ કરી સામાન્ય પ્રજાજન સુધી એમના ઉપદેશને પહોંચતો કર્યો છે. જરાયે જ્ઞાનનો ડોળ કર્યા વિના, જરાયે ઘમંડને પોષ્યા વિના આ યુગપુરુષે જે વાણી ઉચ્ચારી છે તેમાંથી આપણને એમના જીવનનો, એમના આદર્શોનો અને એમની મહાનતાનો રણકો સંભળાય છે—"પ્રભો! હું તારો યુગયુગનો કિંકર છું! મને

તારા ચરણોનો જ આધાર છે કે જ્યાંથી મને શાશ્વત શાંતિ પ્રાપ્ત થાય છે!" ×

આચાર્ય પોતાના કાર્યોમાં એવી મહાન સફળતાઓ મેળવતા ગયા કે પછી તો એમની હાજરી માત્રથી ધાર્યું કામ સફળ થવા લાગ્યું. હવે લોકપ્રસિદ્ધિના ઉત્તુંગ શિખર પર તેઓ બિરાજવા લાગ્યા. તેઓ જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં માનવ મહેરામણ ઊભરાતો. લોકોના હૃદયમાં તેમણે એવું ઉચ્ચ સ્થાન મેળવી લીધું કે લોકો એમના નામની પાછળ પાગલ જેવા બની જતા. રાજા મહારાજાઓને જે માન ન મળે એવું માન કલ્યાણસાગરસૂરિને મળવા લાગ્યું. આ વાતની પ્રતીતિ નીચેના કાવ્યપરથી થશે. યુગપ્રધાન પદ પ્રાપ્ત કર્યા પછી આચાર્ય ભૂજનગરમાં પધાર્યા તે વખતનું વર્ણન પ્રાચીન કવિએ સુંદર રીતે કર્યું છે—

પચ્છિમ દેશમેં કચ્છ નરેશ ભૂપતિ ભારમલ્લ બોલાયે;
લખે ફુરમાન દીયે બહુમાન વંદનકું સબ કુંવર ચલાયે;
ગુગરી ઘંટનાદત શોભિત સુંદર સિંદૂર આગે ચલાયે,
કહે મુનિ થાનજી એસે ગમંડમેં ભૂજમેં સૂરિ કલ્યાણજી આયે.
સોનેકી પાખર સોનેકી નેવર એસી તુરંગમે બહોત બનાઈ,
ભેરી મૃદંગ દામ દુરંદમ નકીયન ફેર નિશાન બજાઈ;
મલી સૌ નાર સજી શણગાર, સોને મોતિકું ગુરુરાજ વધાઈ;
કહે મુનિ થાનજી એસે ગમંડમેં ભૂજમેં સૂરિ કલ્યાણજી આયે.
ગુરુ ભેટન તબ સેન ચલી સબ બહુત ચીરપિતાંબર છાંયે,
ચિંહુ દિશિ વિશાલ સોવનકી માલા,
જ્યું એસો દાન ગુણીજન પાયે;

× શ્રી પાર્શ્વસહસ્રનામ સ્તોત્ર. શ્લો૦ ૧૦

ભલે ભલે ભેદસેં કીની જુગતિ સૂરિ શિરોમણિ કે ગુન ગાયે,
કહે મુનિ થાનજું ઐસે ગમંડમેં ભૂંજમેં સૂરિ કલ્યાણજું આયે.*

ઉપરોક્ત કાવ્યથી પ્રતીત થશે કે કલ્યાણસાગરસૂરિનું સ્થાન અંચલગચ્છની લઘુકુંડળી વટાવીને, જૈન અનુયાયીઓનો વિશાળ પ્રદેશ વટાવીનેય ઘણું વ્યાપક હતું. એ લોકોત્તર પુરુષ પાછળ રાજાઓ, મહારાજાઓ, સામંતો, સુબાઓ અને નવાબો ખૂલ્લે પગે ચાલતા. પોતાના ધર્મની અહંતા પોષ્યા વિના સર્વધર્મ-સમદર્શિતાના એ મહાન પ્રતિપાદક કહેતા—"જગતમાં ધર્મ એક જ છે પણ ખોળિયાં જુદાં જુદાં છે. ખોળિયાંને જોઇને જ માણસો કહે છે કે હું હિન્દુ છું, હું મુસલમાન છું કે જૈન છું. પણ એના અંતરમાં છૂપાયેલ સનાતન સત્યને પીછાનતા એ બધા બાહ્યસ્વરૂપ આપોઆપ ભૂલાઇ જવાના."

તેઓ લોકોમાં સર્વોચ્ચ સ્થાન પામ્યા તેનું રહસ્ય શું? તેઓ ચમત્કારિક પુરુષ હતા એટલે? ગચ્છાધિપતિ હતા એટલે? યુગપ્રધાન હતા એટલે? મંદિરોની શ્રેણિથી તેમણે પૃથ્વીને અલંકૃત કરી એટલે? તેઓ પ્રખર વિદ્વાન હતા એટલે? કલ્યાણ-સાગરસૂરિની મહાનતાનો જવાબ આ એકેય પ્રશ્નમાં નથી. એ બધું તો એમનામાં હતું જ પણ એ જ્વલંત યુગના આંદોલનો એમણે ઝીલ્યા એમાં એમની મહાનતાનો સાચો જવાબ મળી શકે.

એમના જેટલી વિદ્વત્તા ઘણાં પાસે હશે. પણ સમયનો સાદ પારખવાની શક્તિ એમનામાં જ હતી. સમયનો સાદ પારખ્યા પછી એમણે દર્શાવેલો ઉદ્યોગ બહુજ વિરલ વસ્તુ છે.

* આ કાવ્ય આચાર્ય શ્રી ગુણસાગરજીએ કલ્યાણસાગરસૂરિ-જીના સંક્ષિપ્ત જીવનચરિત્રમાં પ્રકટ કરેલ છે.

સમગ્ર ઉત્તર ભારતમાં અને પશ્ચિમ ભારતમાં ખૂલ્લે પગે પરિભ્રમણ કરી સર્વત્યાગનો મંગલમય તથા કલ્યાણકારી ધર્મસંદેશ ખૂણે ખૂણે ગાજતો કરી આ વિરાટ માનવે જે કાર્યસિદ્ધિ પ્રાપ્ત કરી છે તે ઉપરથી જોઇ શકાશે કે એમનું જીવન કેટલું નિયમિત હશે, જીવનની પળેપળ તેઓ કેટલી મહત્ત્વની લેખતા હશે. પોતાના જીવનની પળેપળનો આવો વ્યવસ્થિત, સંયમી અને સમગ્ર પ્રજાનું હિત લક્ષમાં રાખી ઉપયોગ કરવો એ અર્ધદૃષ્ટા સિવાય શક્ય લાગતું નથી. કલ્યાણસાગરસૂરિ વિદ્વત્તાના ઉત્તુંગ શિખરો સર કરવા આગળ આવ્યા પણ તે વખતની કલુષિત અને વિષમતાથી ભરેલી પરિસ્થિતિએ तथापि ज्ञानमुग्धोऽहं કહેનાર એ તેજસ્વી સારસ્વપુત્ર પાસેથી કલમ છીનવી લીધી. તેમણે સમયનો સાદ પારખ્યો અને માતા ગુર્જરીને ભવ્ય મંદિરો અને જ્ઞાનભંડારોના આભરણોથી ભરિત કરી દીધી.

કલ્યાણસાગરસૂરિના જીવનનો સમગ્ર દૃષ્ટિથી અભ્યાસ કરતા તેઓ માત્ર પોતાના જ જમાનાના નહિ, પણ હરકોઇ જમાનાના મહાપુરુષ હતા એમ લાગે છે. આખો સમાજ જાણે બે ભાગોમાં વિભક્ત થઈ એક બીજાનો સંહાર કરવા કૃતનિશ્ચયી થયો હોય તે વખતે તેમણે જે સહિષ્ણુતાની મશાલ પ્રકટાવી છે તે દૃશ્ય આજે પણ આપણાં જીવનમાં પ્રેરણાદાયક છે. આ કારણે જ તેઓ પોતાના વિચારદેહથી આજ દિવસ સુધી આપણી વચ્ચે જીવી શક્યા છે અને જીવશે. તે વખતના વિઘાતક પરિબળોને પોતાના ત્યાગબળથી મહાત કરનાર અને સમાજને પોતાની સાધુતાથી રંગી દેનાર આ મહામાનવને 'જંગમતીર્થ' નું બિરુદ આપીને જૈન ઇતિહાસકારોએ એમને યથાર્થ રીતે બિરદાવ્યા છે.

[ ૨૨ ]

મનુષ્યમાં કેટલીકવાર પોતાના પરાજય કરતા પારકાનો વિજય વધુ ખૂંચે છે. વર્ધમાનશાહ અને પદ્મસિંહશાહની સામાજિક, રાજકીય અને વાણિજ્ય ક્ષેત્રે વધતી જતી પ્રતીષ્ઠાએ અનેકના હૃદયમાં ઇર્ષ્યાગ્નિ પ્રજાળ્યો. એમાં ચાંપશીશાહ, રાયશીશાહ અને એમના કુટુંબીજનો પણ મુક્ત રહી ન શકયા એ એક આશ્ચર્યકારક ઘટના છે.

પટ્ટાવલીમાં આપણને કહેવામાં આવે છે કે આ બન્ને બાંધવોની દિનપ્રતિદિન વધતી જતી પ્રતિષ્ઠાને ધક્કો મારવામાં રાજ્યનો ખજાનચી હડમત ઠક્કર સફળ થયો. એક દિવસ ખજાનચીએ નવ હજાર મુદ્રિકાઓની એક ચિઠ્ઠી વર્ધમાનશાહ પર રાજા પાસેથી ઉતાવળમાં લખાવી લીધી અને પાછળથી ચિઠ્ઠીની રકમ પર તેણે બે મીંડાઓ વધારી નવ લાખની ચિઠ્ઠી વર્ધમાનશાહના હાથમાં મૂકી. ચિઠ્ઠી વાંચીને બન્ને ભાઇઓ સ્તબ્ધ થઇ ગયા.

પટ્ટાવલીકારે આ પ્રસંગને ચમત્કારિક બનાવી દીધો છે. તેઓ જણાવે છે કે શ્રેષ્ઠીઓ પાસે ફક્ત નવ હજાર મુદ્રિકાઓ જ સિલકમાં હતી એટલે ગુપ્ત સંત્રણા કરી બન્ને ભાઇઓએ

નક્કી કર્યું કે ખજાનચી સાથે ચર્ચામાં ઊતર્યા વિના વર્ધમાનશાહે તેને વખારે લઈ જાવો અને પદ્મસિંહશાહને જામ જશવંત-સિંહજી પાસે સમજાવટ માટે જાવું. પરંતુ બન્યું એવું કે અંતઃપુરમાં ગયેલા રાજા પદ્મસિંહશાહને મળી શકયા નહિ. નિરાશ થઇ તેઓ ત્યાંથી પાછા ફર્યા. માર્ગમાં તેમને એક યોગી મળ્યો. યોગીએ પદ્મસિંહશાહ પાસેથી ભોજનની યાચના કરી. ઉદાર સ્વભાવના શ્રેષ્ઠીએ કંદોઇની દુકાનેથી યોગીને ઘેવરનું ભોજન અપાવ્યું. સંતુષ્ઠ થઇ યોગીએ શ્રેષ્ઠીની ચિન્તાનું કારણ પૂછ્યું. પદ્મસિંહશાહે ટૂંકમાં બધી હકીકત તેને કહી સંભળાવી. તે ક્ષણે યોગીએ પોતાની જટામાંથી એક જડીબુટ્ટી કાઢી શ્રેષ્ઠીના હાથમાં મૂકી. પદ્મસિંહશાહ તે જુએ છે એટલામાં તો યોગી અદૃશ્ય થઇ ગયો! ચિત્રાવેલની એ જડીબુટ્ટીને પોતાના ભંડારમાં મૂકીને બન્ને શ્રેષ્ઠીઓએ ખજાનચીને નવ લાખ મુદ્રિકાઓ તોલીને આપી દીધી. તોયે એ જડીબુટ્ટીના પ્રભાવથી ભંડારમાં જેટલું દ્રવ્ય હતું એટલું રહ્યું.

આ પ્રસંગથી તેમની વખારનું મકાન "નવલખા"ના નામથી પ્રસિદ્ધ થયું. હજી પણ આ મકાન વિદ્યમાન છે. નવાનગરમાં રહેવું હવે ભયજનક છે એમ વિચારી બન્ને શ્રેષ્ઠીઓ ભદ્રાવતિ ચાલ્યા જાય છે. કચ્છનો મહારાવ ભારમલ્લ તેમને સત્કારે છે. ધીમે ધીમે એમની સાથે આવેલા ચાર હજાર ઓશવાળો પણ નવાનગર છોડી જાય છે.

પટ્ટાવલીકાર અમરસાગરસૂરિએ વર્ણવેલો આ પ્રસંગ ઘણી ચર્ચાઓ ઊભી કરે છે.

ચર્ચાના મુદ્દાઓ એવા છે કે શું નવલાખ મુદ્રિકાઓ

માટે બન્ને શ્રેષ્ઠીઓએ જામનગર છોડી દીધું હશે? રાજા એમને એ રકમ પાછી નહિ આપે એમ કેમ કહી શકાય? સૌરાષ્ટ્રમાં મહાન રાજ્ય સ્થાપવાના મનોરથો સેવનાર એ મહત્ત્વાકાંક્ષી અને સાહસિક રાજવીને આ શ્રેષ્ઠીઓ ઓળખી ન શકે એ બને પણ ખરું? તો પછી જામનગર છોડી દેવાનું કારણ શું હોઈ શકે?

આ બાબતમાં "વિભાવિલાસ"ના કર્તાના વિધાનો આપણને મદદરૂપ થાય એમ છે. તેઓ નોંધે છે—

ઊચરે બોલ જશવંત એહ.
સત્રસાલ જામ કયો દુઃખ સહેહ?
કહ તુંમહ જસા કામોદકાર.
હે ખડા પાસ હાજર હજાર. ૫૫
વૃદ્ધમાંન શાહ દેશહ દિવાન.
નોં લાખ લહી ઇનપે નિદાંન.
દસ પંચશત સહ કાંમદાર.
સબ એક એક લીંના સંભાર. ૫૬

પિતાજી પૈસા વિના દુઃખી થાય છે અને તેથી ખંભાલીઆમાં રહે છે એમ જાણીને જશાજીએ જબરજસ્તીથી ગાદીએ બેસી સર્વ અમલદારોને બોલાવીને કહ્યું કે તમો સર્વ બેઠા છતાં જામશ્રી પૈસાનું દુઃખ કેમ સહે? તમારા જેવા હજારો કારભારીઓ જેની પાસે હોય તેને પૈસાનું દુઃખ કેમ રહેવું જોઈએ? એમ કહી રાજ્યના દિવાન વર્ધમાનશાહ પાસેથી નવલાખ કોરી અને બીજાઓની પાસેથી યથાયોગ્ય લઈ અડધો કરોડ કોરી ભેગી કરી જશાજીએ જામશ્રીને ખંભાલીએથી તેડાવ્યા અને બાપ દીકરો મળીને આનંદથી રાજ કરવા લાગ્યા.

"વિભાવિલાસ" ના કર્તાનો આ અહેવાલ જો સ્વીકારીએ તો કહી શકાય, કે ભૂચરમોરીના યુદ્ધ પછી તારાજ થયેલા રાજકુટુંબને વર્ધમાનશાહે રાજી થઈને નવલાખ કોરીઓ અર્પણ કરી પોતાની રાજ્ય પ્રત્યેની ફરજ અદા કરેલી. "વિભાવિલાસ" ના કર્તાનો આ અહેવાલ ઇતિહાસ સાથે ઘણો જ સુસંગત પણ લાગે છે. તો પછી પ્રશ્ન એ થાય છે કે બન્ને શ્રેષ્ઠીઓને જામનગર છોડીને શાથી ભદ્રાવતિ જવું પડયું?

અહીં એક વાતનો ખુલાસો ઘણો જ જરૂરી છે અને તે એ કે જામ જશાજી બન્ને શ્રેષ્ઠીઓને જામનગર છોડીને ભાગી જવું પડે તે માટે જરાય કારણભૂત નથી. ઇતિહાસ તપાસતા ઊલટું એમ જણાય છે કે આ બન્ને શ્રેષ્ઠીઓની શક્તિઓ પારખનાર જશાજી જ હતા એમને જામનગર વ્યાપાર માટે લાવનાર પણ જશાજી જ હતા. એમના વ્યાપારને વિકસાવવા એમની પાસેથી અડધો કર માફ કરનાર પણ જશાજી જ હતા. બન્ને બાંધવોને મંત્રીપદે નિયુક્ત કરનાર જશાજી હતા. એમણે જામનગરમાં બંધાવેલા જિનાલયોના બાંધકામ માટે રાજ્ય તરફથી મદદ કરનાર પણ જશાજી જ હતા.

આ બધું સૂચવે છે કે જશાજીને આ બન્ને શ્રેષ્ઠીઓ પ્રત્યે ઘણો જ પક્ષપાત હતો. તેઓ મનમાં સમજી ગયા હતા કે ભૂચરમોરીના યુદ્ધ પછી જામનગરને સજીવન કરવામાં આ બન્ને શ્રેષ્ઠીઓ ખૂબજ ઉપયોગી થવાના છે. અને એટલે જ એમનું એકેય વેણ ઉથાપવા તેઓ તદ્દન અશક્તિમાન હતા. એવી જ રીતે આ શ્રેષ્ઠીઓ પણ જશાજીની એકેય આજ્ઞાનું ઉલ્લંઘન કરવા એટલા જ અશક્તિમાન હતા. રાજાને જ્યારે જરૂર પડી ત્યારે

નવલાખ કોરી જેવી રકમ એમને ચરણે ધરી ભૂચરમોરીના યુદ્ધથી નાસીપાસ થયેલા રાજવીને તેમણે હિંમત આપી અને જામનગરને પશ્ચિમભારતનું પાટનગર બનાવવાના કોડ ધરાવનાર એ મહત્ત્વાકાંક્ષી રાજવીને પડખે જિંદગીભર ઊભવાનો કોલ આપ્યો. આમ હોઈને જશાજીને માથે દોષનો ટોપલો ઢોળી દેવો એ એમને ભારોભાર અન્યાય કરવા બરોબર છે. આપણે કલ્પી પણ ન શકીએ કે જશાજી તખ્તપર બિરાજતા હોય તે વખતે વર્ધમાનશાહ અને પદ્મસિંહશાહ જેવા શ્રેષ્ઠીઓને છૂપી રીતે જામનગર છોડીને ભાગી જવું પડે અને તેમની મિલકત, જમીન, જાગીર ચાંપશીશાહને હાથ આવી જાય.

હકીકત એમ હોઇ શકે કે પ્રગતિની હરણફાળ ભરતા જામ જશવંતસિંહજી, વર્ધમાનશાહ અને પદ્મસિંહશાહ વિરોધીઓના ષડ્યંત્રનો ભોગ બન્યા. સૌરાષ્ટ્રમાં મહાન રાજ્ય સ્થાપી શકે એવી શક્તિ ધરાવતા એ થનગનતા રાજનીતિજ્ઞને દૂધમાં ઝેર આપવામાં આવ્યું ! ! ઇ. સ. ૧૯૨૪ માં અકાળવયે એ નરકેશરીનું મૃત્યુ થયું.* થડ પડ્યા પછી ડાળીઓ થોડી જ ટકી શકે છે ? એ ષડ્યંત્રના ભોગ બને તે પહેલાં જ દૂરંદેશી શ્રેષ્ઠીઓએ જામનગરને છેલ્લી સલામ ભરી અને તેઓ પાછા ભદ્રાવતિમાં ચાલ્યા ગયા. એ ષડ્યંત્રના જાણે હાથા ન હોય એવી સાબિતી આપતા ચાંપશીશાહ અને રાયશીશાહ, વર્ધમાનશાહ અને પદ્મસિંહશાહની રહી ગયેલી સ્થાવર મિલકત ભોગવવા જામનગરમાં જ રહ્યા ! !

* " સૌરાષ્ટ્રનો ઇતિહાસ."

[ ૨૩ ]

એ અરસામાં કલ્યાણસાગરસૂરિ વિહરતા ભદ્રાવતિમાં પધારે છે. પોતાના જીવનને સમાજ અને ધર્મ માટે સમર્પણ કરી દેવાનો આદેશ આપનાર એ મહાન યુગવીરનું બન્ને ભાઇઓ ઉમળકાથી સ્વાગત કરે છે.

એજ આચાર્ય, એજ બન્ને ભાઇઓ, એજ ભદ્રાવતિ નગરીની સમૃદ્ધિ અને એનો એજ સંઘનો ઉત્સાહ પણ આચાર્યના પ્રથમ સ્વાગત અને પછીના સ્વાગતમાં ફરક માત્ર એક જ જગ્યાએ દેખાતો હતો અને તે શ્રેષ્ઠીઓની સાદાઇમાં!! આજે એમના શરીર પર હીરા, માણેક કે મોતીના આભૂષણો નહોતા. એમની જાહોજલાલી એમની સાદાઇમાથી સ્પષ્ટ થતી હતી. આચાર્યને પણ આ વખતે પરિક્ષીતરાજા અને કલિના દૃષ્ટાંત જેવું દૃષ્ટાંત આપવાની જરૂરિયાત નહોતી. એ બન્ને શ્રેષ્ઠીઓએ લક્ષ્મી મેળવી અને સાથે સાથે એમાં એમને કલિનો નિવાસ પણ જાણે ન જોયો હોય તેમ એમની સાદાઇ આજે એ વાતની પ્રતીતિ કરાવતી હતી. લક્ષ્મીમાં રહેલું દ્વેષનું તત્ત્વ પણ એમણે અનુભવ્યું હોય એમ સાદાઇને અનુરૂપ એમની વર્તણુક કહેતી હતી. હવે બીજા અનુભવો ન થાય તે માટે બન્ને બાધવો પોતાનું શેષ જીવન વાણિજ્યની જેમ જ પદ્ધતિસર રીતે ધર્મકાર્યમા સમર્પી દેવાનો વિચાર આચાર્યને જણાવે છે. આચાર્ય એમના ઉન્નત વિચારને ખૂબ જ અનુમોદન આપે છે.

આચાર્યનું અનુમોદન મળતાં જ બન્ને શ્રેષ્ઠીઓ કુટુંબ સહિત પોતાની ગોત્રજા મહાકાલીના દર્શનાર્થે પાવાગઢ પર ગયા અને ત્યાં દેવીના મંદિરનો જીર્ણોદ્ધાર પણ કર્યો.

બન્ને બાંધવોની વિનંતિથી કલ્યાણસાગરસૂરિ સંવત ૧૬૮૨ માં ભદ્રાવતિમાં જ ચાતુર્માસ રહ્યા. તેમના ઉપદેશથી વર્ધમાન શાહે નવ હજાર મુદ્રિકાઓ ખરચીને અરિષ્ઠરત્નની શ્રી નેમિનાથપ્રભુની પ્રતિમા કરાવી. પદ્મસિંહશાહે પણ એટલા જ ખરચથી માણિક્ય રત્નની શ્રી વાસુપૂજ્ય પ્રભુની પ્રતિમા કરાવી. વર્ધમાનશાહની પત્ની નવરંગદેવીએ દશ હજાર મુદ્રિકાઓ ખરચીને નીલમરત્નની શ્રી પાર્શ્વનાથજીની પ્રતિમા કરાવી. તેમજ પદ્મસિંહશાહની પત્ની કમલાદેવીએ તેટલા જ ખરચથી નીલમરત્નની શ્રી મલ્લિનાથ પ્રભુની પ્રતિમા કરાવી. નવરંદેવીએ ગુરૂમહારાજના ઉપદેશથી બે લાખ મુદ્રિકાઓ ખરચીને નવપદજીનું ઉજમણું કર્યું. કમલાદેવીએ પણ તેટલું જ દ્રવ્ય ખરચીને પંચમીતપનું ઉજમણું કરી જૈનાગમના ગ્રંથો લખાવ્યા. કલ્યાણસાગરસૂરિના ઉપદેશ અનુસાર બન્ને ભાઈઓએ સાત લાખ મુદ્રિકાઓનો ખર્ચ કરી પોતાના સાધર્મિઓનો ઉદ્ધાર કર્યો તથા ભદ્રાવતિમાં દોઢ લાખ મુદ્રિકાઓ ખરચીને ત્યાંના પ્રાચીન શ્રી પાર્શ્વનાથપ્રભુના જિનાલયનો જીર્ણોદ્ધાર કર્યો. ગુરુમહારાજના ઉપદેશથી બન્ને ભાઈઓએ ભારતવર્ષનાં જૈન તીર્થોની યાત્રા માટે પ્રયાણ કર્યું. શત્રુંજય, ગિરનાર, તારંગા, આબુ, સમેતશિખર, વૈભવગિરિ, ચંપાપુરી, પાવાપુરી, કાકંદી, રાજગ્રહી, વારાણસી તથા હસ્તિનાપુર આદિ જિનેશ્વર ભગવાનોની કલ્યાણક ભૂમિઓની યાત્રા કરીને ત્યાં તેઓએ લખલૂટ દાન આપ્યું.

સંવત ૧૬૮૫ માં વર્ધમાનશાહની વિનંતિથી કલ્યાણસાગરસૂરિ ભદ્રાવતિમાં પધાર્યા તથા ત્યાંના સંઘના આગ્રહથી ગુરુમહારાજે અમરસાગરજીને મહોત્સવપૂર્વક આચાર્યપદથી વિભૂષિત કર્યા. વર્ધમાનશાહે તથા પદ્મસિંહશાહે એ અવસરે બે લાખ મુદ્રિકાઓ ખરચી.

નાણાંનો ધોધ લોકકલ્યાણ અને ધર્મકાર્ય માટે આમ સતત વહેતો ગયો. લક્ષ્મી એ પગમાં કાંટો વાગેલી સ્ત્રી જેવી છે, એ કોઇ એક જગ્યાએ સ્થિર બેસી શકે નહિ—એમ કહીને બન્ને શ્રેષ્ઠીવર્યોને પ્રેરણા આપનાર પદ્મસિંહશાહના ધર્મપત્ની કમલાદેવી, જેને બન્ને બાંધવો ઘરના લક્ષ્મીજી જ કહેતા, તેમણે સંવત ૧૬૮૬ ના શ્રાવણ સુદ બીજના આ જગતમાંથી વિદાય લીધી. કલ્યાણસાગરસૂરિનો ઉપદેશ અને કમલાદેવીની પ્રેરણા એ બન્ને શ્રેષ્ઠીઓના કાર્યોનાં વિધાયક બળો હતા. એક બળ ગયું અને એ લોકકલ્યાણ અને ધર્મકાર્ય અર્થે વહેતા એ ધોધનો વેગ ઓછો થયો. કમલાદેવીના મૃત્યુથી પ્રેરણા આપનારી મૃદુભાષિની આદર્શ સન્નારી ગઇ અને સાથે સાથે લક્ષ્મી પણ જાણે ચાલી ગઇ.

બીજેજ વર્ષે, સંવત ૧૬૮૭ ના આસો સુદ પૂનમને દિવસે નવરંગદેવીએ પણ આ જગતમાંથી વિદાય લીધી. નવરંગદેવી પણ ઘણાં જ સુશીલ હતા. ઉંમરમાં તેમજ ડહાપણમાં મોટા હોવા છતાં કમલાદેવીએ જેઠાણીનું ઘણું જ માન સાચવેલું અને જેઠાણીએ પણ એમના પ્રત્યે સારો વર્તાવ રાખેલો. આ બન્ને કુલવધૂઓએ જાળવેલી મર્યાદા અત્યંત પ્રશંસનીય છે. વર્ધમાનશાહ અને પદ્મસિંહશાહ જિંદગીના છેલ્લા શ્વાસ સુધી

સાથે જ રહ્યા છે અને સાથે રહીને જ બધા મહાકાર્યો કર્યાં છે. એમના આવા અતૂટ સંપનો યશ જો કોઈને જતો હોય તો આ બન્ને કૂલવધૂઓને ફાળે જ જાય છે.

નવરંગદેવીની જૈનશાસન પ્રત્યેની મહાન સેવા એ ગણાશે કે એ ભારમલ અને જગડુશાની માતા હતી. ભારમલની ધર્મપ્રિયતા અને જગડુશાની ઉદારતાનો ઇતિહાસમાં જોટો નહિ જડે. અંચલગચ્છના આચાર્યોની પટ્ટપરંપરાની સાથે લાલનવંશના શ્રેષ્ઠીઓની પરંપરા પણ એવી જ ભવ્ય છે. જયસિંહસૂરિ અને લાલણજીથી માંડી કલ્યાણસાગરસૂરિ અને વર્ધમાનશાહની જોડી ઇતિહાસમાં સૌનું ધ્યાન ખેંચે છે. કલ્યાણસાગરજીના શિષ્ય અમરસાગરસૂરિ અને વર્ધમાનના પુત્ર ભારમલે એ પરંપરા અનુસાર અનેક કાર્યો કર્યા છે. જગડુશાની કીર્તિ તો દુષ્કાળમાં સારાયે દેશમાં પ્રસરી.

બીજેજ વર્ષે એટલે કે સંવત ૧૬૮૮ માં બ્યાસી વર્ષની પરિપક્વ વયે વર્ધમાનશાહ પણ એ માર્ગે જ સીધાવે છે. મૃત્યુ પહેલા તેમને સ્વપ્નું આવ્યું કે એમને નવરંગદે સ્વર્ગમાં લઈ જવા આવી છે. તેમણે કલ્યાણસાગરસૂરિને સ્વપ્નાની વાત કરી. આચાર્યે જણાવ્યું કે આ સ્વપ્ન આપની સદ્ગતિ સૂચવનારૂં હોઈને આપને ધર્મકાર્યમાં વિશેષ પ્રવૃત્ત રહેવું. લાલનવંશમાં તમારા પૂર્વજ જેસાજીને પણ આવું જ સ્વપ્નું આવ્યું હતું એમ કહી આચાર્યે વર્ધમાનશાહને "જેસો જગદાતાર" નો ઈતિહાસ વિસ્તારથી કહી સંભળાવ્યો. આચાર્યે બીજે દિવસે કાર્તિકી પૂનમની પર્વતિથિ હોઇને તેમને પૌષધવ્રત સહિત ઉપવાસ કરવા કહ્યું.

પટ્ટાવલીમાં અમરસાગરસૂરિ જણાવે છે કે કલ્યાણસાગરસૂરિએ રત્નસાગરજીને આજ્ઞા આપી કે તમારે પ્રભાતમાં વર્ધમાનશાહની પૌષધશાળામાં જવું અને તેમને આરાધના કરાવવી એક પહોર દિવસ ચડ્યા બાદ તેમનું સ્વર્ગગમન થશે. રત્નસાગરજીએ ગુરુદેવની આજ્ઞા પ્રમાણે કર્યું. આ બાજુ આચાર્યે પદ્મસિંહશાહને બોલાવીને વર્ધમાનશાહના થોડા વખતમાં થનાર મૃત્યુની વાત કરે છે. આ સાંભળી વ્યાકુળ થયેલા પદ્મસિંહશાહે પોતાનું સઘળું કુટુંબ એકઠું કરીને ગાદી તકીઆ સહિત પોષધશાળામાં આવ્યા. સૂર્યોદય પછી છ ઘડી દિવસ ચડ્યા બાદ જીવરાશિઓને ખમાવતા વર્ધમાનશાહનું મસ્તક કંપવા લાગ્યું. તેજ વખતે પદ્મસિંહશાહે તેમને ઊંચકીને ગાદી-તકીઆ પર વ્યવસ્થિત રીતે બેસાડ્યા. વર્ધમાનશાહે પોતાના કુટુંબને પોતની આસપાસ વીંટળાઇને બેઠેલું જોઇ આનંદ વ્યક્ત કર્યો. બધાને તેમણે બોલાવ્યા. પોતાના કુટુંબનું સારી રીતે રક્ષણ કરવા પદ્મસિંહશાહને તેમણે ભલામણ પણ કરી. ત્યાર પછી ગદ્‌ગદિત કંઠે તેઓ કહેવા લાગ્યા—

'અરે! આજે મેં મારા પરમ ઉપકારી આચાર્ય શ્રી કલ્યાણસાગરસૂરિજીના દર્શન કર્યાં નહિ.' ખરોબર એજ વખતે કલ્યાણસાગરસૂરિ ખંડમાં દાખલ થયા!! આચાર્યને પોતાની પાસે આવેલા જોઇ વર્ધમાનશાહનું વદન પ્રફુલ્લિત થઇ ગયું. આચાર્યને ભાવથી વંદન કરતા તેઓ ઉદ્‌ગારી ઊઠ્યા—'અહો! મારા ભાગ્યનો ઉદય કેવો છે! ચિંતવતા જ મને ગુરુમહારાજના દર્શન થયા. મારા જીવનનો ઉદ્ધાર કરનાર આચાર્યવર્ય, આ સમયે પણ મને આપનું જ શરણું થાઓ!'

એ મહાન શ્રેષ્ઠીની અંતિમ પળોમાં કલ્યાણસાગરસૂરિએ તેમને ચાર શરણાં સંભળાવ્યાં. વર્ધમાનશાહે છેલ્લું શરણું મુખથી ઉચ્ચારતા પોતાનો દેહ ત્યજયો.

એમના મૃત્યુથી જૈનશાસનનો એક તેજસ્વી તારક ખરી ગયો. એમના મૃત્યુનું હૃદયભેદક વર્ણન ઉદયસાગસૂરિએ કર્યું છે.

દશે દિશાઓ હવે ઝાંખી થઈ, દિશે છે ઝાંખો આકાશ રે !
સૂરજ તેજ રહિત થયો, મંદ થયો તે તણો પ્રકાશ રે !

એમના મૃત્યુના દુઃખદ સમાચાર સાંભળી ભદ્રાવતિનો સંઘ તરત જ એકઠો થયો. એક સુંદર માંડવીમાં એમના દેહને પદ્માસન વાળીને મૂકવામાં આવ્યો. એમના દેહપર સોનેરીશાલ ઓઢાડવામાં આવી. માંડવીને રંગબેરંગી જરિયન અને કિનખાબના કાપડથી શણગારવામાં આવી. વર્ધમાનશાહનું બ્યાશી વર્ષનું આયુ સૂચવતી બ્યાશી દીવીઓ પ્રકટાવવામાં આવી. શહેરમાં એમની સ્મશાનયાત્રા કાઢવામાં આવી ત્યારે દરેકે દરેક નગરજનોનાં મોઢાં પરથી નૂર ઊડી ગયું હતું. સાહિત્યપ્રેમી વર્ધમાનશાહને જાણે છેલ્લે છેલ્લી કવિતાઓ સંભળાવવા ન આવ્યા હોય એમ ચારણ કવિઓ શોકની ઘેરી છાયામાંયે ગૌરવાન્વિત શબ્દોમાં બિરૂદાવલિઓ લલકારતા હતા. આખું વાતાવરણ હૃદયસ્પર્શી બની ગયું હતું. ચારણ સ્ત્રીઓ તો હૈયાફાટ રૂદન કરતી હતી—

કુણ અમારા ભરથારના હવે સાંભળશે કવિત રે !
કુણ કવિત રસ જાણશે કુણ દેશે ખોબલા ભરી વિત્ત રે ! ×

× 'કલ્યાણસાગરસૂરિનો રાસ'

વર્ધમાનશાહના મૃત્યુથી આખા કચ્છ રાજ્યમાં બે દિવસનો રાજ્ય તરફથી શોક પાળવામાં આવ્યો.* એ મહાન નરરત્નની વિદાયથી જૈનશાસન અને વ્યાપારજગતને જ ખોટ નહોતી પડી, રાજ્યને પણ એટલી જ ખોટ પડેલી.

માનવકલ્યાણ અર્થે પોતાના ધનભંડારો ખુલ્લા મૂકી દેનાર એ મહાન શ્રેષ્ઠીને આ જગતમાંથી વિદાય લેતો જોઇને—માન, મોહ અને માયાને જીતી ગયેલા એવા કલ્યાણસાગરસૂરિની આંખમાંથી પણ અશ્રુની ધારા વછૂટી !

---

* અમરસાગરસૂરિ પટ્ટાવલીમાં નોંધે છે–'વર્ધમાનશાહનું અવસાન થયેલું સાંભળીને મહારાવ શ્રી ભારમલ્લજીએ બે દિવસ સુધી પોતાના રાજ્યમા શોક પાળ્યો.' પરંતુ આ વાત બરોબર નથી. 'કચ્છના કલાધરો' ( લેખક શ્રી દુલેરાય કારાણી ) અનુસાર ભારમલ્લજી વર્ધમાનશાહથી પહેલા મૃત્યુ પામેલા. ભારમલ્લજીના મૃત્યુ પછી કેટલાક મહિનાઓ બાદ તેમના કુંવર ભોજરાજજી તખ્તનશીન થયા એટલે શકય છે કે એ દરમિયાન મૃત્યુ પામેલા એ શાહ સોદાગરને રાજ્ય તરફથી અંજલિ અર્પવા બે દિવસનો શોક પાળવાનું ફરમાન ભારમલ્લજીના નામથી કાઢવામાં આવ્યું હોય. કોઇપણ જાતનો ઐતિહાસિક દૃષ્ટિથી વિચાર કર્યો વિના, માત્ર પટ્ટાવલીકારના વચનોને શિરોમાન્ય ગણીને તથા એમને પગલે પગલે ચાલીને ઉદયસાગરસૂરિએ 'કલ્યાણસાગરસૂરિનો રાસ'માં એમની એ ભૂલનું માત્ર પુનર્લેખનજ કર્યું છે. તેઓ રાસમાં જણાવે છે—

'બીજે દિન રા' ભારમલ્લ, જાણી એ વૃત્તાંત'
'દિલગીર થઇ રૂવે અતિ તે ઉલંબો કૃતાંત.'

[ ૨૪ ]

સંવત ૧૬૮૭માં ગુજરાતમાં ભયંકર દુષ્કાળ પડ્યો. કહેવાય છે કે આવો દુષ્કાળ ગુજરાતે ક્યારેય જોયો નહોતો. પટ્ટાવલી* તથા વર્ધમાનપદ્મસિંહશ્રેષ્ઠીચરિત્રના કર્તા અમરસાગરસૂરિએ આ દુષ્કાળના માત્ર છૂટા છવાયા ઉલ્લેખો જ કર્યાં છે. કિન્તુ આ દુષ્કાળનું કારમી ચિત્ર તત્કાલીન લેખકો અને પ્રવાસીઓના શબ્દોમાં સાંભળતા આપણે કંપી ઉઠીએ છીએ.

મીરઝા અમીન કાઝવીની કે જેમણે દુષ્કાળનું હૃદયદ્રાવક દૃશ્ય નજરોનજર જોયું હતું તેઓ લખે છે કે લોકોના સંકટોનું શબ્દોમાં વર્ણન કરી શકાય એમ નથી. બજારોમાં દુકાનદારો હાડકાઓનો લોટ અને કૂતરાનું માંસ વેચતા. કેટલાક ઇતિહાસકારો નોંધે છે કે માણસો પોતાના બાળકોને પણ રોટલા માટે વેચતા. રાજ્યમાં મોટો હોદ્દો ધરાવનાર

* અમરસાગરસૂરિએ ધર્મમૂર્તિસૂરિએ લખેલી પટ્ટાવલીના અનુસંધાનમાં પટ્ટાવલી લખી છે. પ્રસ્તુત પટ્ટાવલી માત્ર બે પટ્ટધરોના જીવનકાર્યને વર્ણવે છે. કિન્તુ ધર્મમૂર્તિસૂરિ અને કલ્યાણસાગરસૂરિનો સમય પ્રાચીન અને અર્વાચીન વિચાર પ્રવાહનો સંધિકાળ હોઇને બહુજ અગત્યનો હોય છે. અને એટલે જ અંચલગચ્છની સૌથી નાની પટ્ટાવલી સૌથી મહત્ત્વની બની જાય છે!

અંબ્દુલ હમીદ લાહોરી તો એથીયે આગળ વધીને કહે છે કે માણુસો હિંસક પશુઓની જેમ એક બીજાને ખાવા લાગ્યા. પોતાના સંતાનોનું માંસ એમને પ્રેમ કરતાં પ્રિય લાગ્યું !× યુરોપિયન પ્રવાસી પીટર મુન્ડી તે વખતે દક્ષિણુ ભારતનો પ્રવાસ કરી ત્યાં આવી ચડેલો. તે વર્ણુવે છે કે એમની સામે જે લોકો મળતા તેઓ દીન ભાવે કહેતા—' અમને અનાજ આપો કાંતો મારી નાખો !'

નાની મોટી લડાઇઓથી ત્રાસી ઉઠેલી પ્રજા માટે આ દુષ્કાળ ખરેખર અસહ્ય હતો. દુષ્કાળ દરમિયાન લાખો માનવો રોટી રોટીનું રટણુ કરતા આ જગતમાંથી વિદાય થયા—લાખોએ પાપી પેટ માટે પોતાની બહેનો અને દિકરીઓને વહેંચી !!

આ અરસામાં જ વર્ધમાનશાહ મૃત્યુ પામ્યા. એમના મૃત્યુ બાદ કુટુંબમાં ક્લેશનું વાતાવરણુ જોઇ પદ્મસિંહશાહ બન્ને ભાઈઓના કુટુંબને સરખે હિસ્સે મિલકત વહેંચીને જુદા કરીદે છે. ભદ્રાવતિ બંદરનો પણુ આ અરસામાં જ વિનાશ થયો. પદ્મસિંહશાહના પુત્રો માંડવીમાં જઇને વસે છે અને વર્ધમાનશાહના પુત્રો તેમના મામાના તેડાવવાથી ભૂજ તરફ જાય છે.

કલ્યાણુસાગરસૂરિના જીવનમાં આ દુષ્કાળ કસોટી જેવો બની ગયો. આજ દિવસ સુધી એમણે પ્રજાને અહિંસાના સૂક્ષ્મ સિદ્ધાંતો સમજાવેલા અને અનેક રાજવીઓ અને નૃપતિઓ પાસેથી અમારિઘોષણુા પણુ કરાવેલી. એ બધા સિદ્ધાંતોને આ દુષ્કાળે કસોટીના પથ્થર પર ચડાવ્યા !

---

× A Short History of Muslim Rule in India.

માનવ માનવ મટીને હેવાન થયો હોય ત્યારે આચાર્યની વાણી સાંભળવા જેટલી શાંતિ એની પાસે હોઈ શકે ખરી ? જઠરાગ્નિનો જ્વાળામુખી જ્યાં ભભૂકતો હોય ત્યાં આચાર્યનું તત્ત્વજ્ઞાન કોઈને ગળે ઉતરે ખરું ? એ દિવસે રોટલાનો બટકો એ માનવોનું તત્ત્વજ્ઞાન હતું—એનું જીવન જે રસ્તે ટકી જાય એ એનું જીવન-દર્શન હતું.

सूरिराजं क्रियालोकं रीतिवित्समयाणुकम् * એવા કલ્યાણસાગરસૂરિએ સમયધર્મને ઓળખ્યો; જ્ઞાનની પોથીઓ એમણે તરત જ બાંધી દીધી અને નિરાધાર લોકોના અશ્રુઓ લૂછવા નિવૃત્તિધર્મી મુનિઓ આવા સમયે જેમ દૂર ભાગે છે, એવું ન કરતાં; પ્રવૃત્તિધર્મ સ્વીકારી—દુષ્કાળપીડિતોની નજીક આવ્યા. લોકોની આપત્તિઓનું કરુણ દૃશ્ય નજીકથી જ્યારે આ કોમળ હૃદયી આચાર્યે જોયું હશે ત્યારે તેઓ રડ્યા વિના રહી શક્યા નહિ હોય !

એ વખતે એમને તથાગતના શિષ્ય ભિખ્ખુ આનંદનું સેવામય જીવન તથા 'આવા લૌકિક કાર્યમાં જૈનસાધુ પડે તો એમનો આધ્યાત્મિક ઉદ્દેશ રહે ખરો ?' એમ કહી સમાજ દ્વારા પોષતા, પણ આવા સમયે સમાજથી દૂર ભાગતા સાધુઓનું નિષ્ક્રિય જીવન—એવાં બે દૃશ્યો એમની સામે ખડાં થયાં હશે. એમને વિચાર આવ્યો હશે કે સૂક્ષ્મ અહિંસાની માત્ર વાતો કરી માનસિક વિલાસ પોષવો કે એવી વાતોને વાદવિવાદનો વિષય બનાવી કુસ્તીયુદ્ધની જેમ વાક્યુદ્ધનો

---

* દેવસાગરજીએ તેમણે લખેલા પત્રમાં કલ્યાણસાગરસૂરિને ક્રિયાપ્રકાશક તથા સમય, સમયની રીતિના જાણ તરીકે વર્ણવ્યા છે.

આનંદ માણવો એમાંજ સૂક્ષ્મ અહિંસાની ખરી પ્રતિષ્ઠા છે? એમાંજ શું શ્રમણ ભગવાન મહાવીરના ઉપદેશની પર્યાપ્તિ છે? ધર્મની ઉન્નત વાતો કરનાર જો સમાજનું હિત ન જાળવી શકે તો ધર્મનું માનવતા ભરેલું રૂપ નષ્ટ થઇ જાય. ધર્મનો આદેશ વ્યાપક અને અર્થવાહી રૂપ ધારણ કરે તે પહેલા જ તે સાંપ્રદાયિક આચારમાં જકડાઈ જાય. પરિણામે એનું ગૌરવ નામશેષ થઇ જાય.

રોટલાના બટકા માટે પોતાના બાળકોને વહેંચનાર મા-બાપોને તેમ કરતા રોકવા શું કરવું? જઠરાગ્નિ ઠારવા માટે પોતાની સ્ત્રીઓને પારકાને હાથે સ્વાધીન કરી દેનારને કેમ વાળવા? પાપી પેટ માટે પોતાનો ધર્મ ત્યજી દેનારને કેમ ઉગારવા? આવા પ્રશ્નો જ આચાર્યના હૈયામાં રમતા હતા. તેઓ જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં ધનવાનોને તેમણે માનવતાની રક્ષા કરવા અન્નશાળાઓ સ્થાપવા ઉપદેશ આપ્યો. આચાર્યના ઉપદેશ અનુસાર ઠેક ઠેકાણે અન્નશાળાઓ સ્થપાવા લાગી. પણ આખા રાજ્ય પર આવી પડેલી આપત્તિ ગણીગાંઠી અન્નશાળાઓથી થોડી જ દૂર થવાની હતી?

વર્ધમાનશાહના પુત્ર જગડુશાહને કલ્યાણસાગરસૂરિએ સુંદર ઉપદેશ આપ્યો અને સાથે સાથે તેમના સદ્ગત પિતાએ પોતાના જીવનમાં કેવાં કેવાં ધર્મકાર્યો કર્યા છે તેનો ઇતિહાસ વિસ્તારથી વર્ણવ્યો. પોતાના પિતા વર્ધમાનશાહના સત્કાર્યોની પ્રશસ્તિ કલ્યાણસાગરસૂરિને મોઢેથી સાંભળી જગડુશાહ અત્યંત પ્રભાવિત થયા. તરત જ તેઓ પોતાના ધનભંડારો ગરીબો માટે ખુલ્લા મૂકી દેવાનો સંકલ્પ આચાર્યને જણાવે છે. સાથે

સાથે તેઓ વિનંતિ કરે છે કે મારા વડિલોનું જીવનચરિત્ર જો લોકો સમક્ષ રજૂ કરવામાં આવે તો અનેક મહાનુભાવો એમના જીવનમાંથી પ્રેરણા લઇ સમાજ અને ધર્મને ઉપયોગી અનેક કાર્યો કરે.

જગડુશાહની વિનંતિ આચાર્ય માન્ય રાખે છે અને પોતાના શિષ્ય અમરસાગરસૂરિને 'વર્ધમાનપદ્મસિંહશ્રેષ્ઠીચરિત્ર' લખવાની 'માન સહિત આજ્ઞા' કરે છે. આ વર્તાલાપના ફળસ્વરૂપે સંવત ૧૬૯૧ માં એ મહાન દાનવીરોના પ્રશસ્ત જીવનકાર્યોએ કવિશિરોમણિ શ્રી અમરસાગરસૂરિની તેજસ્વી કલમે શબ્દદેહ ધારણ કર્યો. પ્રસ્તુત જીવનચરિત્ર માત્ર વર્ધમાનશાહ અને પદ્મસિંહશાહના જ જીવનકાર્યને વર્ણવે છે. કિન્તુ જગડુશાહની દુષ્કાળ દરમિયાન એવી ઉજ્જવળ કારકિર્દી છે કે ગ્રંથકર્તા એમને વિષે ગૌરવાન્વિત ઉલ્લેખો કર્યા વિના રહી શકયા નથી. તેઓ વર્ણવે છે—

'યાચકોને ખુશ કરનારું જગડુશાહનું ઔદાર્ય જોઈને દુષ્કાળમાંથી લોકોને ઊગારનારા પૂર્વે થયેલા સુપ્રસિદ્ધ જગડુ-શાહનું વિખ્યાત નામ જગતના લોકોને સ્મરણમાં પણ આવ્યું નહિ, એવા શ્રીમાન વર્ધમાનશાહના લોકપ્રિય પુત્ર જગડુશાહ જય પામો!'

'લાલન આદિ ગોત્રોવાળા સર્વ ઓશવાળોને સુખ આપનારા એવા આ જગડુશાહને ડાહ્યા માણસો ખરેખર બીજા કુબેર કહેવા લાગ્યા.'

'વળી હમેશાં ભોજન આદિનું દાન દેતા એવા આ

જગડુશાહના ઘરના આંગણામાંથી કોઈ પણ યાચક ખરેખર દુભાઈને ગયો નહોતો.'

'જગડુશાહના ઘરના આંગણાને યાચકોના સમૂહોથી હમેશાં ભરેલું જોઈને લોકો તેના ઘરને લક્ષ્મીનું ઘર કહેવા લાગ્યા.'

આચાર્યશ્રી કલ્યાણસાગરસૂરિની પ્રેરણાથી અને જગડુશાહના અથાક પ્રયાસોથી દુષ્કાળનું દુઃખ લોકો ભૂલવા લાગ્યા અને જાણે કાંઇ પણ ન બન્યુ હોય એમ પૂર્વવત્ જીવન જીવવા લાગ્યા. સૌભાગ્યસાગરજીએ જગડુશાહની આવી અજોડ દાનવૃત્તિને બિરદાવવા જામનગરમાં વર્ધમાનશાહે બંધાવેલાં જિનાલયની શિલાપ્રશસ્તિમાં વર્ધમાનશાહના પુત્રોને ચંદનની ઉપમા આપી છે.

સંવત ૧૬૯૪ માં કલ્યાણસાગરસૂરિ પદ્મસિંહશાહના આગ્રહથી માંડવીમાં ચાતુર્માસ રહે છે. પોતાની ઉદાર સખાવતોથી જગતને આશ્ચર્યગરકાવ કરી દેનાર કોટિધ્વજ શ્રેષ્ઠી પદ્મસિંહશાહને અંતિમ દિવસોમાં સામાન્ય સ્થિતિના બની ગયેલા જોઈને આચાર્યને પણ મનમાં લાગી આવ્યું. જગતની સ્થિતિ જ એવી છે એમ કહીને તેઓ પદ્મસિંહશાહને આશ્વાસન આપે છે. કિન્તુ પદ્મસિંહશાહને ધન ગયું એનું લેશ માત્ર પણ દુઃખ નહોતું. એમનું દુઃખ તો વર્ધમાનશાહના મૃત્યુને લીધે હતું. તેઓ જણાવે છે—

'વર્ધમાન ચાલ્યા ગયા સમરું એને હંતુ!'

જો એમના સંતાનોમાં એમના જેવો જ સંપ હોત તો

પદ્મસિંહશાહને વર્ધમાનશાહનો વિરહ ઓટલો બધો સાલત નહિ. આચાર્યને તેઓ પોતાની મનોવ્યથા આ પ્રમાણે રજૂ કરે છે—

ચિન્તા નથી કોઇ જાતની આજીવિકા હેત.
આપ કૃપાથી સર્વ તે સુખસાગરમાં રેત.
પણ અમ બે બંધુ તણો જેહ પરસ્પર નેહ.
તેવો દેખાતો નથી તેહિમાં, દુઃખ એહ.*

પદ્મસિંહશાહના ઉચ્ચ વિચારો અને તેમનો અજોડ બંધુપ્રેમ જોઈને તો આચાર્ય આશ્ચર્યમુગ્ધ થઇ જાય છે. આવા નરશાર્દૂલને આશ્વાસન આપવાનું માંડીવાળી તરત જ કલ્યાણ-સાગરસૂરિ તેમના હાથમાં 'વર્ધમાનપદ્મસિંહશ્રેષ્ઠીચરિત્ર'ની પ્રત મૂકે છે અને જગડુશાહનો વૃત્તાંત વર્ણવે છે.

આચાર્યના કહેવાથી સુંદરસાગરજી જ્યારે આ ગ્રંથ પદ્મસિંહ-શાહને અર્થસહિત વાંચી સંભળાવે છે ત્યારે એ મહાન શ્રેષ્ઠીની આંખમાંથી હર્ષાશ્રુની ધારા વછૂટે છે. બે મહાન નરરત્નોનો ભવ્ય ભૂતકાળ જાણે શબ્દદેહ ધારણ કરીને પુનઃ દૃષ્ટિગોચર ન થતો હોય એમ શ્રોતાઓને લાગે છે. બન્ને ચરિત્રનાયકોનો ઉજ્જવળ ત્યાગ, તેમની નિષ્કામ સેવા, ધર્મનિષ્ઠા અને ઇશ્વર પ્રત્યેની અનન્ય શ્રદ્ધા જાણે મહાકવિ અમરસાગરસૂરિની કલ્પનાની પાંખે ઊડ્યા હોય અને શબ્દોમાં જકડાઈ ગયા હોય એવો ભાવ બધા અનુભવે છે અને એ કાવ્યકૃતિના વિચારપ્રવાહમાં બધાં પ્રવાહિત થાય છે. કિન્તુ પદ્મસિંહશાહને મન એ બધી ઘટનાઓ તુચ્છ હતી. એમને મન તો એ બધી ઘટનાઓની પાછળ ટપકી રહેલો ભ્રાતૃપ્રેમ જ અગત્યનો છે.

---

* 'કલ્યાણસાગરસૂરિનો રાસ'

એ બન્ને બાંધવોની તૂટી ગયેલી જોડીને સાંધવા પદ્મસિંહ-શાહે એ વર્ષમાં જ આ જગતમાંથી વિદાય લીધી !*

---

*અમરસાગરસૂરિનું ઇતિહાસનું જ્ઞાન આશ્ચર્ય ઉપજાવે એટલું મર્યાદિત જણાય છે. પોતાને ' મહાકવિ ' તરીકે ઓળખાવતા અમરસાગરસૂરિએ શ્રેષ્ઠીચરિત્રમાં પદ્મસિંહશાહના મૃત્યુનું વર્ણન કર્યું છે અને પટ્ટાવલીમાં પોતે જ જણાવે છે કે એ ગ્રંથ કલ્યાણસાગરસૂરિએ પદ્મસિંહશાહને વાંચવા માટે આપ્યો હતો ! જે માણસને ગ્રંથ વાંચવા માટે અપાય છે તેના મૃત્યુનું વર્ણન એ જ ગ્રંથમાં ક્યાંથી સંભવી શકે ? સમયની દૃષ્ટિએ જોઇએ તો શ્રેષ્ઠીચરિત્ર સંવત ૧૬૯૧ માં પૂર્ણ થયાનું ગ્રંથકર્તા જણાવે છે. જ્યારે પદ્મસિંહશાહનું મૃત્યુ સંવત ૧૬૯૪ માં થયાનું નોંધે છે. આમ કેમ થયું હશે ? આનો ખુલાસો એમ કરી શકાય કે પદ્મસિંહશાહના મૃત્યુનું વર્ણન ચરિત્ર-નાયકના જીવનવૃત્તને પૂર્ણ કરવા ગ્રંથમાં પાછળથી તેમણે ઉમેર્યું હશે પણ ગ્રંથ રચનાની સંવત બદલાવવાનું તેઓ ભૂલી ગયા હશે.



[ ૨૫ ]

વર્ધમાન શાહ અને પદ્મસિંહ શાહના મૃત્યુ બાદ કલ્યાણ-સાગરસૂરિ હાલારમાં એક પણ ચોમાસું રહ્યા નથી. એમણે દેહ છોડ્યો એ ચોમાસું બાદ કરતા પછી તેઓ કચ્છમાં પણ રહ્યા નથી.

આ હકીકત બધાને વિચારમાં મૂકી દે એવી છે. બન્ને શ્રેષ્ઠીવર્યોના મૃત્યુ પહેલા મોટા ભાગના ચોમાસા કચ્છ અને હાલારમાં રહેનાર આચાર્ય આ પ્રદેશોમાં એમના મૃત્યુ પછી કેમ નહિ વિચર્યા હોય ? એના બે કારણો હોઇ શકે.

મહાદાનેશ્વરી લેખે જેમનાં દાનોએ જગતમાં અહોભાવ જગાડયો હતો એવા સખિહૃદય શ્રેષ્ઠીઓની વિદાયનું દુઃખ ભૂલી જવા આચાર્ય એ શ્રેષ્ઠીઓની બન્ને કર્મભૂમિમાં કદાચ નહિ વિહર્યા હોય. એ બન્ને ભૂમિઓમાં આ શ્રેષ્ઠીવર્યોએ બંધા-વેલા ભવ્ય જિનપ્રાસાદો જોઇને આચાર્યને એમની યાદ સાલે, એમની સ્મૃતિથી એમનું કોમળ હૈયું ભરાઈ ઊઠે એટલે તેઓ એ ભૂમિમાં કયાંયે ચોમાસું રહ્યા નથી.

બીજું કારણ એ પણ હોઇ શકે કે આ શ્રેષ્ઠીવર્યોની વિનંતિને માન્ય રાખી કલ્યાણસાગરસૂરિ અન્ય પ્રદેશોમાં ચાતુર્માસ રહી

શકયા નહોતા. એમના મૃત્યુ બાદ આચાર્ય રહી ગયેલા બધા પ્રદેશે ફરી વળે છે×

સંવત ૧૬૪૨ માં દીક્ષા લીધી ત્યારથી માંડી ઠેઠ સંવત ૧૭૧૮ના વૈશાખ સુદ ત્રીજ કે જે દિવસે આ મહામાનવે આ જગતમાંથી વિદાય લીધી—ત્યાં સુધી પોણી શતાબ્દિથીયે વધારે સમય દરમિયાન કલ્યાણુસાગરસૂરિએ પોતાના જીવનની મહાયાત્રા શાસનની, સમાજની અને દેશની સેવા અર્થે અખંડપણે ચાલુ રાખી.

મહાન મોગલ સલ્તનતની ધર્માંધ રાજ્યનીતિને અંકુશમાં મૂકવા એકાદ બે રાજવીઓ ભાગ્યે જ સફળતા મેળવી શકે એમ વિચારી આ યુગપુરુષે પ્રજાકીય આંદોલન પર ભાર મૂક્યો અને પ્રજાબળને તીર્થસંઘો દ્વારા સતત વહેતો મૂક્યો.

ધર્માંધ સમ્રાટ ઔરંગઝેબને ભારતનો કોઇ રાજવી નહિ પણ પ્રજા જ નમાવી શકે એવો આદર્શ રજૂ કરનાર આ મહાન જૈનાચાર્યને ઇતિહાસ ક્યારેય નહિ ભૂલે. મોગલ સમ્રાટોના ધર્મ ઝનૂની હલ્લાઓનો જવાબ આચાર્યે તીર્થસંઘો દ્વારા આપ્યો! મંદિરોને તોડી પાડવાની નીતિનો જવાબ તેમણે ભવ્ય મંદિ-

× પદ્માસિંહશાહના મૃત્યુ પછી એટલે કે સંવત ૧૬૯૫ થી ૧૭૧૫ના એકવીશ વર્ષના વિસ્તૃત ગાળામાં આચાર્ય આ નગરોમાં અનુક્રમે ચાતુર્માસ રહ્યા છે—રાધનપુર, બેરવા, જેસલમેર, નગરપારકર, ઝાલોર, જોધપુર, ઉદેપુર, જોટાણા, માંડલ, સ્તંભતીર્થ, સુરત, નવસારી, જંબુસર, ભૃગુકચ્છ, ગોધરા, વડનગર, અમદાવાદ, સાદરી, નાંદલાઇ અને પાટણ. પોતાની નાદુરસ્ત તબિયતને કારણે આચાર્યને પાટણમાં બે ચોમાસા રહેવા પડે છે.

રોની શ્રેણિઓ રચીને આપ્યો ! મૂર્તિઓ ભાંગી નાખવાની અધમતાનો જવાબ આચાર્યે સહસ્ર મૂર્તિઓની પ્રતિષ્ઠાઓ કરીને વાળ્યો ! !

એમના પ્રત્યેક કાર્યોમાંથી પ્રતીત થતું હતું કે તેઓ તલવારનું નહિ પણ પ્રેમનું સામ્રાજ્ય ઇચ્છતા હતા. એ સામ્રાજ્ય પ્રાપ્ત કરવા તેઓ ટાઢ કે તડકાની, રાત કે દિવસની, ભૂખ કે તરસની, માન કે અપમાનની પરવા કર્યો વિના જીવનભર ઝઝૂમ્યા.

કિન્તુ હવે જર્જરિત દેહથી એ કામ થઇ શકે તેમ નહોતું. ખોળિયું બદલાવવાની જરૂરિયાત હતી. આજન્મ પરિવ્રાજકના પગ હવે થાકી ગયા હતા. આ મહાન પ્રવાસીનો જીવન પ્રવાસ પૂરો થતો હતો.

સંવત ૧૭૧૫ નો ચાતુર્માસ પાટણમાં રહ્યા પછી ભૂજથી જગડુશાહનો વિનંતિપત્ર આવતા વયોવૃદ્ધ આચાર્ય કચ્છ ભણી પ્રયાણ કરે છે. પાટણનો સંઘ એમનો જર્જરિત દેહ જોઇ વિહાર ન કરવાની આચાર્યને આજીજી કરે છે. પરંતુ 'સાધુ તો ચલતા ભલા' એ ઉક્તિ અનુસાર આવી કથળી ગયેલી શારીરિક સ્થિતિમાં પણ આચાર્યને કોઇ એક જગ્યાએ અડ્ડો જમાવીને બેસવું ગમતું નથી. આચાર્યનો અડગ નિર્ણય જોઈ પાટણના આગેવાનો તેમને ઠેઠ કચ્છનું રણ ઓળંગાવી ગયા. રણ ઉતરી ધીમે ધીમે ગ્રામાનુગ્રામ વિચરતા આચાર્ય ભૂજ પધાર્યા. વર્ષો પછી ભૂજ પધારતા હોઇને ત્યાંના સંઘે તેમને મહોત્સવપૂર્વક નગરપ્રવેશ કરાવ્યો. જગડુશાહે એમની

ભૂજમાં આદરથી ભક્તિ કરી. એ વખતે અમરસાગરજી અંજારમાં તથા રત્નસાગરજી ભૂજમાં ચાતુર્માસ હતા.

શાસનસેવામાં પોતાનું આખું જીવન નીચોવી દેનાર કલ્યાણસાગરજીની અંતિમ પળો કેવી હશે ? એમની મનોવ્યથા એમના જ શબ્દોમાં કહીએ તો—

श्री चिंतामणिपार्श्वविश्वजनता संजीवनं त्वं मया,
दृष्टस्तात ततः श्रियः समभवन्नाशक्र सचक्रिणः ।
मुक्तिः क्रीडति हस्तयोर्बहुविधं सिद्धं मनोवाछितं,
दुर्दैवं दुरितं च दुर्दिनभयं कष्टं प्रणष्टं मम ॥ *

વિશ્વના લોકોને સંજીવન આપનાર શ્રી ચિંતામણિપ્રભુને મેં નીરખ્યા. હે પ્રભુ, તેથી મને શક્રેન્દ્રની અને ચક્રવર્તિની સંપત્તિઓ પ્રાપ્ત થઈ છે; મુક્તિતો મારા બન્ને હાથમાં રમી રહી છે. બહુ પ્રકારનું મારું મનોવાંચ્છિત સિદ્ધ થયું છે અને દુર્દૈવ, પાપ, દુર્દિનનો ભય અને મારું સકળ કષ્ટ નાશ પામ્યું છે.

સંવત ૧૭૧૮ના વૈશાખ શુદ ત્રીજના એકાએક કલ્યાણસાગરસૂરિજીની તબિયત લથડી. પોતાના શિષ્ય પરિવારથી વીંટળાયેલા આચાર્યે સૂર્યોદયવેળાએ પોતાનો નશ્વર દેહ ભૂજમાં ત્યજી દીધો.

એમના મૃત્યુના સમાચાર સાંભળી સમગ્ર ગુજરાત જાણે શોકસાગરમાં ડૂબી ગયું. જૈનશાસને પોતાનો મહાન જ્યોતિ-

* કલ્યાણસાગરસૂરિજીએ રચેલા 'પાર્શ્વનાથ જિનસ્તોત્ર' માંથી.

ધર ગુમાવ્યો. અંચલગચ્છે તો એમને ગુમાવીને પોતાનું જાણે સર્વસ્વ ગુમાવી દીધું. ભૂજના સંઘે મળીને એ મહાન આચાર્યની સ્મૃતિ કાયમ રાખવા એક વિશાળ સ્તૂપ ચણી તેમાં તેમના ચરણોની સ્થાપના કરી. પછીતો ઠેકઠેકાણે એમની મૂર્તિઓ અને એમનાં ચરણોની સ્થાપના થવા લાગી.

ભૂજના સ્તૂપને જોઇને સાક્ષરશિરોમણિ દેવસાગરજીએ કલ્યાણસાગરજીને આપેલી ભવ્ય અંજલિ બધાના હૃદે હૃદે ગુંજી ઊઠે છે—

> तत्पट्टेऽथ जयंति मन्मथभटाहंकारशर्वोपमाः ।
> श्री कल्याणसमुद्रसूरिगुरवः कल्याणकंदांबुदाः ॥
> भव्यांभोजविबोधनैककिरणाः सद्ज्ञानपाथोधयः ।
> श्रीमंतोऽत्र जयंति सूरिविभुभिः सेव्याः प्रभावोद्यताः ॥*

ત્યાર પછી તેમની પાટે કામદેવના અહંકારને તોડવામાં મહાદેવ સરખા, કલ્યાણરૂપી કંદને વૃદ્ધિ કરવામાં વરસાદ સરખા, ભવ્ય કમલોને વિકસિત કરવામાં સૂર્ય સમાન, ઉત્તમ જ્ઞાનના મહાસાગર સરખા, સૂરીશ્વરોથી સેવાયેલા પ્રભાવશાળી એવા શ્રીમાન કલ્યાણસાગરસૂરિજી અહીં વિજયવંત છે.

* શત્રુંજયગિરિ પર મંત્રીશ્વર ભંડારીજીએ બંધાવેલા શ્રી ચંદ્રપ્રભુના જિનપ્રાસાદની દેવસાગરજીએ રચેલી શિલાપ્રશસ્તિમાંથી.



[ ૨૬ ]

કલ્યાણસાગરસૂરિએ ગચ્છના સંકુચિત ક્ષેત્રમાં રહીને કોઈપણ કાર્ય નહોતું કર્યું, પણ ઘડીભર કલ્પના કરીએ કે જો બધાયે ગચ્છના પૂર્વાચાર્યોની પરિષદ યોજી હોય તો અંચલગચ્છના પ્રતિનિધિ તરીકે કોને મૂકી શકાય ? આ પ્રશ્નનો જવાબ સર્વાનુમતે કલ્યાણસાગરસૂરિજીની તરફેણમાં હશે એ નિઃશંક છે. કલ્યાણસાગરસૂરિના નામમાં જ એટલું બધું સામર્થ્ય હતું. કે તેમના સ્વર્ગગમન બાદ અંચલગચ્છના પ્રત્યેક સાધુના નામની પાછળ સાગર શબ્દ યોજવાની પ્રણાલિકા આજ દિવસ સુધી કાયમ રહી છે. આ હકીકત ઉપરોક્ત કથનને પુષ્ટિ આપવા બસ થશે.

કલ્યાણસાગરસૂરિના શિષ્યપરિવારમાં એકસો તેર સાધુઓ હતા તથા બસો અઠયાવીશ સાધ્વીઓ હતી. એ સૌએ આચાર્યશ્રીનું અધૂરું રહેલું કાર્ય ઉપાડી લીધું. પણ એમાંના એકેયમાં કલ્યાણસાગરસૂરિનું વિત્ત નહોતું. આ વાત એમના પટ્ટશિષ્ય અમરસાગરસૂરિએ ખેલદિલીથી સ્વીકારી પણ છે. મૃત્યુની થોડીક ઘડીઓ પહેલાં કલ્યાણસાગરસૂરિ પોતાના શિષ્યોને સંબોધીને અનેક પ્રકારની સલાહ આપે છે. અમર-

સાગરજી કહે છે કે, 'પછી મને બોલાવીને ગુરુમહારાજે કેટલીક પાઠસિદ્ધ વિદ્યાઓ આપી. પરંતુ અદૃશ્ય કરનારી વિદ્યા તથા આકાશગામિની વિદ્યા સિદ્ધ કરવાની આમ્નાય મને આપી નહિ.'*

અલબત્ત, કલ્યાણસાગરસૂરિજીની ઉત્તરાવસ્થામાં એકેય શિષ્યે અનુશાસનનો ભંગ કર્યો નહિ. ઘણાં મહાપુરુષોના અંતિમ દિવસોમાં એમનું પદ લેવા માટે શિષ્યસમુદાયમાં પડાપડી થાય છે કે ગજગ્રાહ ચાલે છે. કિન્તુ કલ્યાણસાગર-સૂરિજીના અંતિમ દિવસો ઘણાં જ સુખમય હતા. શક્ય છે કે પોતાના અનુગામીની પસંદગી કરતા પહેલા વડિલ શિષ્ય રત્નસાગરજીને આચાર્યે પૂછ્યું પણ હશે અને 'મુનિગણનાયક' રત્નસાગરજીએ 'મુનિગણપાલક' કલ્યાણસાગરજીને પટ્ટપરંપરામાં નવું લોહી દાખલ કરવાની વાત પર ભાર મૂક્યો હશે. 'કુશળમંત્રી' ની સલાહ ગચ્છાધિપતિએ સ્વીકારી અને અમર-સાગરસૂરિને એ પદ મળ્યું.

એક વાતનો નિર્દેશ અહીં બહુ જ જરૂરી છે. પટ્ટધર તરીકે રત્નસાગરજી સૌથી વધારે યોગ્ય ઉમેદવાર હતા. કિન્તુ એમના જેવા પ્રખર વિદ્વાનને એ સર્વોચ્ચ પદ આકર્ષી શક્યું નહિ. અધ્યયન અને અધ્યાપન સિવાય એમને મન જાણે બધુંય તુચ્છ હતું. પરંતુ એમના શિષ્યોને એમની સૌમ્યતા ગમી નહિ. ગુરુને એ પદની જરૂરિયાત નહોતી પણ શિષ્યોને તો હતી જ. મેઘસાગરજી, સુમતિસાગરજી, વિબુધસાગરજી તથા સુરસાગરજીએ સર્વાનુમતે રત્નસાગરજીને ૬૫ માં પટ્ટધર

* પટ્ટાવલી.

ગણીને એમની પટ્ટપરંપરા ચાલુ રાખવાનો નિર્ણય કર્યો. એમાંના જયેષ્ઠ શિષ્ય મેઘસાગરજીને સૌએ ૬૬ માં પટ્ટધરપદે નિયુક્ત કર્યો. આમ ૬૪ માં પટ્ટધર કલ્યાણસાગરસૂરિજી પછી આચાર્યની તથા ઉપાધ્યાયની સમાંતર પટ્ટપરંપરા અસ્તિત્વમાં આવી.

ઘણાં આ વાતને કેન્દ્રસ્થ મૂકીને શિષ્યસમુદાયમાં અસંતોષ હતો એવું ઘટાવવા લલચાય છે અને માનવા પ્રેરાય છે કે કલ્યાણસાગરસૂરિજીનું સ્થાન લેવાની આ ઘોડદોડ હતી. પરંતુ આ વાતને સ્વીકારતા પહેલા તે વખતની ગચ્છવ્યવસ્થાનું સર્વગ્રાહી અવલોકન કરી, તે વખતની પ્રમાણભૂત કૃતિઓનો ઊંડો અભ્યાસ કરી એ વાતને પાકી કરવાની જરૂરિયાત રહેશે.

ગમે તેમ હોય કિન્તુ એટલું ખરું કે કલ્યાણસાગરસૂરિજીનું સ્થાન એમના પાટને લીધે નહિ, પણ એમના વિરાટ વ્યક્તિત્વને લીધે હતું. એમના પાટ માટે જો કોઈ પણ જાતની સ્પર્ધા થઈ હોય તો સંકોચ વિના કહી શકાય કે આચાર્યશ્રીએ માનવજાત સમક્ષ જે ઉચ્ચ આદર્શો મૂક્યા છે એનો બહુમૂલ્ય વારસો ભૂલાય છે.

બહુ જ અલ્પ વસ્તીવાળા જૈનધર્મની આચાર્યશ્રીએ એવી પ્રભાવના કરી છે કે જૈન સમાજતો એમને યુગો સુધી ભૂલશે નહિ. પ્રવર્તમાન પરિસ્થિતિને લક્ષમાં રાખીને ઘણાં એમને મંદિરો અને મૂર્તિઓની પ્રતિષ્ઠા કરનાર તરીકે ગણી એમની કારકિર્દીને સામાન્ય ગણે છે. પરંતુ એમના કાર્યોનું

યથાર્થ મૂલ્યાંકન કરવા તત્કાલીન પરિસ્થિતિ સમજપૂર્વક વિચારવી જોઇએ.

રાસમાળા જણાવે છે કે મહમુદ બેગડાને હજરતમહંમદ પયગંબરે સ્વપ્નમાં દર્શન દઇને આજ્ઞા કરી—'મૂર્તિપૂજકોના દેશ સૌરાષ્ટ્રને જીતી લે!' બેગડાએ એના પ્રત્યુત્તર રૂપે મૂર્તિઓ ભાંગવાના અને મંદિરો તોડી પાડવાના જે કાર્યો કર્યાં છે તેનો ઇતિહાસ ભલભલાને કંપાવી દે એવો કરુણ છે. અસંખ્ય જિનાલયો અને શિવાલયોને તોડીને મસ્જીદો ચણી ઇસ્લામનો ઝંડો લહેરાવનાર મહમુદ બેગડાના શબ્દોમાં જ આખી પરિસ્થિતિનો ચિતાર જોવા જેવો છે.

'એ હિસ્ટ્રી ઓફ ગુજરાત'માં પ્રો. કોમિસેરિયેટ કહે છે કે તે સમયે નિઝામુદ્દીન નામના કાજીએ બેગડાને સૌરાષ્ટ્રના વિજય માટે અભિનંદન આપ્યા અને એની ખબર પૂછી ત્યારે શોકગ્રસ્ત ચહેરે સુલતાને જવાબ આપ્યો કે 'ઓ કાજી, મને તો ઠીક છે. પણ છેલ્લા પાંચ વર્ષમાં મારી સાથે યુદ્ધમાં જેમના પુત્રો અને ભાઇઓ શહીદ થયા છે તેની વાત કરો. જો આ પાંચ વર્ષ દરમિયાન હું ઘરે રહ્યો હોત તો આ વિજયો માટે ખપી ગયા છે તેમને ઘેર કેટલાયે છોકરાઓ જન્મ્યા હોત!' વિજય પામેલા સુલતાનના આવા કરુણ ઉદ્ગારો પરથી પરાજિતોની મનોદશા કલ્પવી રહી!!

યુદ્ધકાળની વાત જવા દઇએ; શાંતિકાળમાં પણ હિન્દુઓની સ્થિતિ અત્યંત કફોડી હતી. 'મિરાતે અહમદી'માં આપણને જણાવવામાં આવે છે કે 'શહેર વચ્ચે ઘોડા ઉપર બેસીને જવાની કોઇ હિન્દુને છૂટ ન હતી અને જેઓ પગે

ચાલીને જતા તેઓને પણ જમણે ખભે લાલ પટ્ટી લાગાવ્યા વિના જવા દેવામાં આવતા નહિ. હોળી દિવાળીના તહેવારોનું પૂજા આદિ પ્રસિદ્ધ પાખંડીપણું કરવા દેવાની મના હતી.' હિન્દુઓની આવી સ્થિતિ હોય તો ડૉ. બુહ્લર નોંધે છે એમ—જૈનો પોતાના તીર્થંકરોની મૂર્તિઓ વરઘોડા સાથે શહેરમાં ફેરવી શકતા નહિ—એ વાત શબ્દશઃ સત્ય હોઈ શકે. આ બધી તત્કાલીન પરિસ્થિતિને પશ્ચાદ્‌ભૂમિકામાં રાખી કલ્યાણસાગરસૂરિએ મંદિરો અને મૂર્તિઓની પ્રતિષ્ઠાઓ કરી છે તેનું ખરેખરૂં મૂલ્યાંકન ઇતિહાસના અને ધર્મશાસ્ત્રના અભ્યાસીઓએ કરવું જોઇએ.

ફક્ત જૈનોને જ નહિ પણ હિન્દુઓને પણ એ પુનિત કાર્ય ઉપાડી લઇ ભારતની આધ્યાત્મિક સંસ્કૃતિનો બહુમૂલ્ય વારસો જાળવી રાખવાની બુલંદ અવાજે હાકલ કરનાર એ મહાન ધર્માચાર્ય આગળ કોઇપણ ધર્મના અનુયાયીઓનું મસ્તક માનથી નમી જાય છે. ભારતની આધ્યાત્મિક સંસ્કૃતિ પર જ જ્યારે હુમલો થયો હોય ત્યારે જૈનત્વ અને હિન્દુત્વના ભેદભાવો અસ્થાને હતા એવું વિચારતા એ મહાન ધર્મપ્રણેતા પ્રથમ તો સંસ્કૃતિનું જ રક્ષણ શોધે એ ઘણું જ જરૂરી હતું. સંસ્કૃતિ અને ધર્મના સૂક્ષ્મ સિદ્ધાંતો મંદિરો અને મૂર્તિઓની નક્કરતામાં જકડાયેલા હોઇને એમનું રક્ષણ પણ એટલું જ જરૂરી હતું. એ રક્ષણનું ઉત્તરદાયિત્વ એકાદ બે રાજાઓ પર કે શ્રેષ્ઠીઓ પર મૂકવામાં ભયસ્થાન હોય એમ એની વિશાળ જવાબદારી સમગ્ર પ્રજા પર છોડી દેવા આચાર્યે બહુ સંખ્યાવાળા તીર્થસંઘોની ઓથ લઇ પ્રજાને સંઘશક્તિની પ્રતીતિ

કરાવે છે. આજના જમાનામાં આવી બધી વાતોને બાહ્યાડંબર કહીને જેટલી સરળતાથી આપણે હસી કાઢીએ છીએ એવી સરળતાથી—એ વખતનો ઇતિહાસ તપાસ્યા પછી—કલ્યાણ-સાગરસૂરિજીના કાર્યોને બાહ્યાડંબર કહીને હસી શકાય એમ નથી.

કલ્યાણસાગરસૂરિએ કેટલા રાજાઓને જૈન બનાવ્યા? વિગેરે પ્રશ્નો પૂછીને તેમની શક્તિનો માપ કાઢનારાઓ દયાને પાત્ર છે. આચાર્યશ્રી ઘણુંયે રાજામહારાજાઓના અંગત પરિચયમાં આવ્યા હતા. કિન્તુ તત્કાલીન પરિસ્થિતિને લક્ષમાં લઇને તેમને જૈન બનાવવા કરતા ધર્મનિષ્ઠ બનાવવામાં જ તેમણે પુરુષાર્થ જોયો. રાજાઓને તો શું પણ સામાન્ય પ્રજાને પણ પોતાના ધર્મમાં વાળવા તેમણે પોતાની શક્તિ ખરચી નથી. આમ છતાં જૈનેતર રાજસત્તાધિશો જૈનધર્મને રાજ્યમાં પોતાના ધર્મ જેટલું જ સ્થાન આપે અને જૈનધર્મમાં રહેલા ઉચ્ચ આદર્શોનો સ્વીકાર કરે એટલું અધિપત્ય તેઓએ ભોગવ્યું જ હતું. અમારિઘોષણા, અપેય પીણાઓ વિરૂદ્ધના કાયદાઓ, જુગાર અને સટ્ટાના ખેલ પર પ્રતિબંધો વિગેરે અનેક રાજ્યોમાં અસ્તિત્વમાં આવ્યા એ આચાર્યશ્રીના પ્રભાવનું ફળ છે. જૈનધર્મીઓની સંખ્યા વધારવા કરતા જૈનધર્મમાં રહેલા અતિ મહત્ત્વના નિયમોનું પાલન એમણે શ્રેયષ્કર ગણ્યું.

કલ્યાણસાગરસૂરિજીના વ્યક્તિત્વનું અગત્યનું અંગ એમની વિવિધતામાં અને એમની સર્વદેશીયતામાં છે. કોઇપણ ક્ષેત્રને આવરી લેતી શાસનની સેવા તેમણે જતી કરી નથી. પ્રત્યેક ક્ષેત્રમાં તેમણે કરેલી સેવા પણ વિશિષ્ઠ પ્રકારની છે. આવા અતિભાશાળી યુગપુરુષનાં જીવનચરિત્રમાં કાળક્રમે અતિશયોક્તિ

ભરી ઘટનાઓ ઊભરાઈ છે એ દર્શાવે છે કે એમના વિરાટ વ્યક્તિત્વનું દર્શન દુન્યવી પરિભાષામાં થઈ શકે તેમ નથી.

આ મહાન જ્યોતિર્ધરના મૃત્યુને આજે ત્રણ શતાબ્દિઓ થઈ ગઈ. શકો, હૂણો અને મુસલમાનો ભારતવર્ષના સાંસ્કૃતિક ઇતિહાસમાં હથોડા લઈને પ્રવેશ્યા અને કાળક્રમે એક પછી એક ચાલ્યા ગયા. આજના વિજ્ઞાનયુગમાં ગિઝની, અલ્લાઉદ્દીન કે ઔરંગઝેબના પુનર્જન્મની આપણે કલ્પના સુદ્ધાં કરી શકતા નથી. તો પછી ત્રણ શતાબ્દિઓના લાંબા ગાળા બાદ કલ્યાણસાગરસૂરિજીના સ્મરણનું પ્રયોજન શું?

પંડિત સુખલાલજીના શબ્દોમાં આ પ્રશ્નનો જવાબ આપી શકાય કે "આજે આપણે માનીએ છીએ કે આપણાં તીર્થો અને મંદિરો સુરક્ષિત છે. સાચે જ ઉપર ઉપરથી જોનારને એમ લાગે છે પણ ખરું, કારણ કે અત્યારે કોઈ આપણાં મંદિરો કે મૂર્તિઓ સામે આંગળી ઉઠાવતા પણ વિચાર કરે છે. તેમ છતાં જરાક ઊંડા ઉતરીને જોઈએ તો આપણને લાગશે કે આપણાં તીર્થો આજે જેવા ભયમાં છે તેવા ભયમાં કદી નહોતા......"*

'આજે મંદિરો અને મૂર્તિઓ ઉપર કુહાડાઓ ન પડે, ભંડારો ન લૂંટાય પણ જો હજારો વર્ષથી જનતામાં પેદા કરેલું નૈતિક ધન જ—જેને માટે જ મંદિરો, મૂર્તિઓ અને ભંડારો હતાં, નાશ પામે તો આપણે શી રીતે કહી શકીએ કે આપણો ધર્મ—આપણો ધાર્મિક વારસો સલામત છે? કોઈ દુષ્ટ પુરુષ

* 'દર્શન અને ચિંતન' પૃ૦ ૪૦૯, ૪૧૮.

કોઇ બાઇના ઘરેણાં, કિંમતી કપડાં અને તેના કોમળ અંગોને જરા પણ નુકશાન પહોંચાડ્યા સિવાય જો તેની પવિત્રતાનો નાશ કરે તો માણસના હાથમાં તે બાઇ સલામત રહી ગણાય કે જોખમાઇ ગણાય ?'

પંડિત સુખલાલજીના આ પ્રશ્નનો જવાબ જો 'જોખમાઇ ગણાય' એવો હોય તો દરેકનું અંતઃકરણ કહેતું હશે કે કલ્યાણસાગરસૂરિ જેવા વિરાટ માનવને કાંતો જન્મવું જોઇતું નહોતું, કાંતો મૃત્યુ પામવું નહોતું !!

